ISPG-66 Islam ni Jivan Vyavastha

# ઇસ્લામની જીવન વ્યવસ્થા

: લેખક :

સૈયદ અબુલઆ'લા મૌદૂદી

: અનુવાદક :

સુલતાન અહ્મર

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

**શરૂ અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.**

# ૧. ઇસ્લામની નૈતિક-વ્યવસ્થા

માનવીની નૈતિક સમજ એક કુદરતી વસ્તુ છે જેના કારણે તે અમુક ગુણોને પસંદ અને અમુકને નાપસંદ કરે છે. વ્યક્તિગત રીતે માણસોમાં આ ભાવના ભલે વત્તા-ઓછા પ્રમાણમાં હોય પરંતુ સામૂહિક રીતે માનવતાએ અમુક નૈતિક ગુણો હંમેશાં સારા ગણ્યા છે અને અમુકને ખરાબ.

સત્ય, ન્યાય, વચન-પાલન અને અમાનત કે ઈમાનદારીને માવન-પ્રકૃતિએ હંમેશાંથી પ્રશંસનીય ગણ્યા છે અને કદી કોઈ એવો સમય નથી આવ્યો જ્યારે જૂઠ, અન્યાય, વચનભંગ તેમજ ખયાનત કે બેઈમાનીને સારા માનવામાં આવ્યા હોય. સહાનુભૂતિ, દયાભાવ. ઉદારતા તેમજ મોટું મન ધરાવતા ગુણોની માણસો હંમેશ કદર કરતા રહ્યા છે. પરંતુ સ્વાર્થવૃત્તિ, વજ્રહૃદયતા, મૂંજીપણું અને સંકુચિત મનોદશાને ક્યારેય ઉચ્ચ સ્થાન મળ્યું નથી. ધીરજ, સહનશીલતા, અડગવૃત્તિ, હિમ્મત તેમજ બહાદુરી એવા ગુણો છે જે સદાથી પ્રશંસાપાત્ર ઠર્યા છે અને અધીરાઈ, સ્વચ્છંદતા, અનિશ્ચિતપણું, કમ-હિમ્મતી અને કાયરતાના કદીય વખાણ કરવામાં આવ્યા નથી. સંયમ, સ્વાભિમાન, ભલાઈ તેમજ મળતાવડા સ્વભાવને હંમેશાં સદ્‌ગુણો માનવામાં આવ્યા છે પરંતુ એવું કદી નથી બન્યું કે મનેચ્છાઓની ગુલામી, અતડાપણું, અસભ્યતા અને આડા વર્તનને સદ્‌ગુણો માનવામાં આવ્યા હોય. ફરજભાન, વફાદારી, મહેનત અને જવાબદારીભર્યા વર્તનનો હંમેશાં આદર કરવામાં આવ્યો છે અને ફરજ ભૂલેલા, બે-વફા, કામચોર તથા બિનજવાબદાર લોકોની કદી કદર કરવામાં નથી આવી. એ જ પ્રમાણે સામૂહિક જીવનના સારા તેમજ નરસા ગુણો વિષે પણ માનવતા સદા એકમત રહી છે.

કદર લાયક હંમેશાં તે જ સમાજ રહ્યો છે જેની અંદર વ્યવસ્થા તથા શિસ્ત હોય, સહિષ્ણુતા અને સહકાર હોય, પ્રેમ અને હિતેચ્છા હોય, સામુદાયિક ન્યાય અને સામાજિક સમાનતા હોય. ભેદભાવ, અંધેર, અશિસ્તવર્તન, જુદાઈ અને એક-બીજાથી ભૂંડું ઈચ્છવું જુલ્મ, અન્યાય તથા અસહિષ્ણુતાને કદી સામૂહિક રીતે ઇચ્છવા યોગ્ય ગુણો ગણવામાં નથી આવ્યા. એ જ સ્થિતિ ચારિત્ર્યની ભલાઈ અને ભૂંડાઈની પણ છે. ચોરી, વ્યભિચાર, ખૂન, લૂંટફાટ, છેતરપિંડી અને લાંચ-રૂશ્વત કદી સારા કાર્યો તરીકે માનવામાં નથી આવ્યા. ભૂંડી ભાષા, માણસોને દુઃખ પહોંચાડવાની મનોવૃત્તિ, કોઈનું પીઠ પાછળ ભૂંડું બોલવું, ચાડી કરવી, અદેખાઈ, ખોટા આરોપ અને કંકાસવૃત્તિને કદી ભલા કાર્યો ગણવામાં નથી આવ્યા. વિશ્વાસઘાતી, ઘમંડી, ઢોંગી, દ્વિપક્ષી નીતિવાળા, હઠધર્મી

અને અદેખા લોકોને કદી ભલા માણસો માનવામાં આવ્યા નથી. એથી વિરુદ્ધ મા-બાપની સેવા, સગા-સંબંધીઓની મદદ, પાડોશીઓ સાથે સદ્‌વર્તન, મિત્રો સાથે પ્રેમ, કમજોર લોકોની હિમાયત, અનાથો અને લાચારોની દેખરેખ, બીમારોની સેવા-સુશ્રુષા અને દુઃખીઓની મદદ આ કાર્યો હંમેશાં ભલા માનવામાં આવ્યા છે. સદાચારી, મધુરભાષી, સારા સ્વભાવવાળા તથા બીજાના હિતેચ્છુ લોકો સદા માનની દૃષ્ટિએ જોવામાં આવ્યા છે. માનવતાએ હંમેશાં પોતાનો સારો વિભાગ તે જ માણસોને ગણ્યા છે જેઓ સત્યવાદી અને ખરા હોય, જેમના પર દરેક બાબતમાં વિશ્વાસ મૂકી શકાય, જેમની આંતરિક તેમજ બાહ્ય બન્ને સ્થિતિ સમાન હોય, જેમની વાણી અને વર્તનમાં ફેર ન હોય, જેઓ પોતાના હક્ક પર સંતુષ્ટ તેમજ બીજાઓના હક્ક અદા કરવામાં ઉદાર હોય, જેઓ પોતે શાંતિથી રહે અને બીજાઓને પણ શાંતિ આપે, જેમના અસ્તિત્વથી દરેકને ભલાઈની આશા હોય અને કોઈને પણ બૂરાઈની શંકા ન હોય.

આના પરથી જણાયું કે માનવીય અખ્લાક (નૈતિક ધોરણો) તે વિશ્વવ્યાપી હકીકતો (સત્યો) છે જેમને બધા જ માણસો સદાથી જાણે છે. ભલાઈ અને બૂરાઈ કોઈ છૂપી વસ્તુઓ નથી કે જેમને શોધવી પડે. એને તો માનવતા પ્રથમથી જ ઓળખે છે, જેમની ઓળખ માનવ-પ્રકૃતિમાં જ આપી દેવામાં આવે છે. આ જ કારણે કુર્આનમજીદ પોતાની ભાષામાં ભલાઈને **'મઅ્રૂફ'** અને બૂરાઈને **'મુન્કર'** વર્ણવે છે. અર્થાત્ **'મઅ્રૂફ'** તે વસ્તુ છે જેને બધા ભલાઈ તરીકે ઓળખે છે અને **'મુન્કર'** તે છે જેને ભલાઈ કે સદ્‌ગુણ તરીકે કબૂલ નથી કરતા. આ જ હકીકતને કુર્આન બીજા શબ્દોમાં આ રીતે વર્ણવે છે : فَأَلْهَمَهَا فُجُورَهَا وَتَقْوَاهَا અર્થાત્ માનવ હૃદયને ખુદાએ બૂરાઈ અને ભલાઈની જાણકારી **ઈલ્હામી** અર્થાત્ પ્રાકૃતિક રીતે જ પ્રદાન કરી દીધી છે.

## નૈતિક વ્યવસ્થાઓ વિવિધ કેમ છે ?

હવે પ્રશ્ન એ ઊભો થાય છે કે જ્યારે ભલાઈ અને બૂરાઈ સર્વવિદિત વસ્તુઓ છે અને દુનિયા હંમેશાં અમુક ગુણોના સારા અને અમુક ગુણોના નરસા હોવા પર એકમત રહી છે તો પછી દુનિયામાં વિવિધ પ્રકારની નૈતિક વ્યવસ્થાઓ કેમ છે ? એમની વચ્ચે તફાવત કયા ધોરણે છે ? તે કઈ વસ્તુ છે જેના કારણે આપણે કહીએ છીએ કે ઈસ્લામની પોતાની એક અટલ અને કાયમી (Permanent) નૈતિક વ્યવસ્થા છે ? અને નૈતિક બાબતમાં ઈસ્લામનો તે ફાળો (Contribution) કયો છે જેને તેની વિશેષતા કહી શકાય ? આ સવાલોને સમજવા માટે જ્યારે આપણે જગતની વિવિધ નૈતિક વ્યવસ્થાઓ તરફ નજર કરીએ છીએ તો પ્રથમ દૃષ્ટિએ જ જે ભેદ અથવા તફાવત આપણને દેખાય છે તે વિવિધ નૈતિક ગુણોને જીવનની સામૂહિક વ્યવસ્થામાં સમાવવામાં અને તેમનામાં તફાવતનું કારણ એ જણાય છે કે ખરેખર તેઓ નૈતિક ભલાઈના જ્ઞાનનું પ્રાપ્તિ-સ્થાન

નક્કી કરવામાં ભિન્ન છે અને એમની વચ્ચે એ વિષે પણ તફાવત છે કે કાનૂનોને અમલી બનાવવાની તે શક્તિ (Sanction) કઈ છે જે આપણી વિશેષતા ગણી શકાય અને તે કઈ વિશેષ વસ્તુઓ છે જે માણસને એ કાનૂનનું પાલન કરવા માટે પ્રેરે છે. પરંતુ જ્યારે આપણે આ તફાવતના પણ કારણો શોધીએ છીએ તો અંતે જે હકીકત આપણને જણાઈ આવે છે તે એ છે કે તેઓની વચ્ચે આ બ્રહ્માંડ વિષેના વિચાર, બ્રહ્માંડમાં માનવીનું સ્થાન અને માનવ-જીવનના ધ્યેય વિષે મતભેદ છે. આ જ મતભેદોએ મૂળથી લઈને ડાળ સુધી એમની આત્મા, પ્રકૃતિ અને રૂપોને એક-બીજાથી બિલકુલ જુદા બનાવી દીધા છે. મનુષ્યના જીવનની બાબતમાં મૂળ નિર્ણયાત્મક સવાલો આ છે : જગત (વિશ્વ કે બ્રહ્માંડ)નો કોઈ ખુદા છે કે નહીં ? અગર છે તો એક છે કે અનેક જેની ખુદાઈ માન્ય રાખવામાં આવે ? એના ગુણો ક્યા છે ? આપણી સાથે એનો સંબંધ શું છે ? એણે આપણા માર્ગદર્શનનો કોઈ પ્રબંધ કર્યો છે કે નહિં ? આપણે એની સામે જવાબદાર છીએ કે નહિં ? અગર જવાબદાર છીએ તો આપણે કઈ બાબતનો જવાબ આપવાનો છે ? અને આપણા જીવનનો હેતુ તથા પરિણામ શું છે જેને ધ્યાનમાં રાખીને આપણે કાર્યો કરીએ ? આ સવાલોના જવાબ જે પ્રકારના હશે તે જ પ્રકારની જીવન-વ્યવસ્થા બનશે અને એ જ મુજબ નૈતિક વ્યવસ્થા પણ તૈયાર થશે.

આ ટૂંક વિવેચનમાં મારા માટે એ અઘરૂં છે કે હું દુનિયાની વિવિધ જીવન વ્યવસ્થાઓની ચર્ચા કરીને બતાવું કે તેમનાથી કઈ કઈએ આ પ્રશ્નોના ઉત્તર ધારણ કર્યા છે અને જવાબોએ એમના રૂપ તથા માર્ગ નિર્ધારિત કરવામાં કેવી અસર કરી છે ? હું માત્ર ઇસ્લામ વિષે જ અરજ કરીશ કે તેણે આ સવાલોના કયા જવાબ ધારણ કર્યા છે અને એના ધોરણે કેવી વિશેષ પ્રકારની નૈતિક વ્યવસ્થા તૈયાર થશે.

## ઇસ્લામનો જવાબ

આ બાબતે ઈસ્લામનો જવાબ એ છે કે આ વિશ્વનો ખુદા છે અને તે એક જ છે. તેણે જ બ્રહ્માંડ નિર્માણ કર્યું છે. તે જ માલિક, હાકિમ (રાજ્યકર્તા) અને પરવરદિગાર કે પાલનહાર છે અને તેનો કોઈ ભાગીદાર નથી અને તેની જ તાબેદારીથી આ વિશ્વનો સમસ્ત વહીવટ ચાલી રહ્યો છે. તે હકીમ (જ્ઞાની) છે અને માત્ર તે જ સર્વ સત્તાધીશ છે. ખુલ્લી તથા છૂપી વસ્તુઓનો જાણનાર છે, તે કોઈ પણ જાતની ખોડ, ભૂલ, કમજોરી કે ખરાબીથી પાક છે અને એની ખુદાઈ એ રીતે ચાલી રહી છે જેમાં કોઈ જાતની લાગ-લપેટ કે આડાઈ નથી. મનુષ્ય એનો જન્મથી જ બંદો છે અને માણસનું કામ એ જ છે કે તે પોતાના માલિકની બંદગી અને તાબેદારી કરે. એના જીવનનો માર્ગ કદી એ સિવાય ઠીક હોઈ શકતો જ નથી કે તે (જીવન) સંપૂર્ણપણે ખુદાની બંદગી હોય. એ બંદગીની રીત નક્કી કરવી એ માનવીનું પોતાનું કાર્ય નથી, પરંતુ તે એ ખુદાનું કાર્ય છે જેનો એ

બંદો છે. ખુદાએ તેના માર્ગદર્શન માટે પયગમ્બરો (સંદેશવાહકો) મોકલ્યા અને પુસ્તકો (ગ્રંથો) ઉતાર્યા છે. માનવીની ફરજ છે કે તે પોતાનો જીવનમાર્ગ માર્ગદર્શનના આ જ સ્રોતોમાંથી ધારણ કરે. માણસ પોતાના જીવનના એકેએક કાર્ય બદલ ખુદા સમક્ષ જવાબદાર છે અને એ જવાબ એણે આ જગતમાં નહિં પરંતુ આખિરત (પરલોક)માં આપવાનો છે. દુનિયાનું વર્તમાન જીવન ખરેખર પરીક્ષાની મુદ્દત છે અને અહીં માનવીની બધી જ મહેનત અને પ્રયત્નો એ ધ્યેય પર કેન્દ્રિત થવા જોઈએ કે તે આખિરતની જવાબદારીમાં પોતાના ખુદા સમક્ષ સફળ થાય. માનવી પોતાના સમગ્ર અસ્તિત્વ સાથે આ પરીક્ષામાં સામેલ છે. એની બધી જ શક્તિઓ તેમજ કાબેલિયતો અર્થાત્ યોગ્યતાઓની આ કસોટી છે. આખા વિશ્વમાં જે જે વસ્તુઓ સાથે જે જે પ્રકારનું એને કામ પડે છે તે બધાની નિષ્પક્ષ તપાસ થવાની છે કે મનુષ્યે કોની સાથે કેવું વર્તન દાખવ્યું અને એ તપાસ તે હસ્તી (અલ્લાહ) કરવાની છે જેણે પૃથ્વીના અણુએ અણુ ઉપર, તેમજ હવા તથા પાણી ઉપર, વાતાવરણની લહેરો ઉપર અને સ્વયં માનવીના દિલ તેમજ મસ્તિષ્ક ઉપર તથા હાથો, પગો ઉપર માત્ર એના હલન-ચલનનો જ નહી બલ્કે એના વિચારો અને ઇરાદાઓની પણ નોંધ (Record) મેળવી રાખે છે.

આ છે તે જવાબ જે ઈસ્લામે જીવનના પાયાના પ્રશ્નોના ઉત્તર રૂપે આપ્યો છે. વિશ્વ તેમજ માનવી વિષેના આ ખ્યાલ તે અસલી અને સર્વોચ્ચ અંતિમ ભલાઈ નિર્ધારિત કરી દે છે જેનું જ્ઞાન માનવીના પ્રયત્નો અને અમલો (કાર્યો)નું ધ્યેય હોવું જોઈએ અને એ છે ખુદાની પ્રસન્નતા. આ છે તે ધોરણ જેના પર ઈસ્લામી નૈતિક-વ્યવસ્થામાં કોઈ પણ કાર્ય-પદ્ધતિ તપાસીને ફેંસલો કરવામાં આવે છે કે એ ભલી છે કે બૂરી. આ નિર્ધારથી ચારિત્ર્યને તે કેન્દ્રબિંદુ પ્રાપ્ત થઈ જાય છે જેની આજુબાજુ આખું નૈતિક જીવન ફરે છે અને તેની સ્થિતિ લંગર-વિહોણા વહાણ જેવી નથી રહેતી જેને પવનના સપાટા અને સમુદ્રના મોજાં ગમે તે દિશાએ ઘસડતા ફરે. આ નિર્ધાર એક એવું કેન્દ્રિત ધ્યેય નજર સમક્ષ મૂકી દે છે જેના આધારે જીવનમાં બધા જ નૈતિક ગુણોની યોગ્ય હદો, યોગ્ય સ્થાનો અને યોગ્ય અમલી રૂપો પણ નક્કી થઈ જાય છે અને આપણને તે સ્થાયી નૈતિક ધારા ધોરણો (Values) પ્રાપ્ત થઈ જાય છે જે તમામ બદલાતી પરિસ્થિતિઓ તથા સમયોમાં પોતાને સ્થાને કાયમ રહી શકે. વળી સૌથી અગત્યની વાત એ છે કે ખુદાની પ્રસન્નતા ધ્યેય બની ગયા પછી ચારિત્ર્યને એક અતિ ઉચ્ચ અવકાશ મળી જાય છે, જેના કારણે નૈતિક પ્રગતિની શકયતાઓ અનંત બની શકે છે અને કોઈ સ્થાને પણ ખુદગર્ઝી કે મતલબ-પરસ્તી અર્થાત્ સ્વાર્થ વૃત્તિની ખરાબી એને કલંકિત કરી શકતી નથી. બૂરાઈ

**નૈતિક ભલાઈ-બૂરાઈનું ધોરણ** અર્પણ કર્યા પછી ઈસ્લામ વિશ્વ તથા માનવ વિષેના તે જ વિચાર વડે આપણને નૈતિક ભલાઈ તથા બૂરાઈના જ્ઞાનનો બીજો કાયમી માર્ગ પણ આપે છે. એણે આપણા નૈતિક જ્ઞાનને માત્ર બુદ્ધિ અથવા ઈચ્છાઓ યા અનુભવો કે વિવિધ ઈન્સાની

વિદ્યાઓ પર અવલંબિત નથી કર્યું કે સદા બદલાતા નિર્ણયોથી આપણા નૈતિક કાનૂનો પણ બદલાતા રહે અને તેમને કોઈ મક્કમતા પ્રાપ્ત જ ન થઈ શકે. પરંતુ તે (ઇસ્લામ) આપણને એક નિશ્ચિત સ્રોત આપે છે અર્થાત્ ખુદાનો ગ્રંથ અને એના રસૂલ સ.અ.વ.ની સુન્નત જેના વડે આપણને દરેક જમાનામાં નૈતિક સૂચનો મળ્યા કરે છે અને એ સૂચનો એવા છે કે તે નાની ઘરેલુ બાબતથી માંડીને આંતરરાષ્ટ્રીય રાજકારણના પ્રશ્નો સુધી દરેક ઠેકાણે આપણું માર્ગદર્શન કરે છે. વળી એ સૂચનો એવા વિસ્તૃત છે કે જે વડે માનવ-જીવનની પ્રત્યેક બાબત એ નૈતિક નિયમોના બંધનોમાં આવી જાય છે અને આપણને કોઈ પણ સ્થળે નૈતિક જ્ઞાન માટે કોઈ બીજા માર્ગની જરૂર પડવા નથી દેતા. વળી સૃષ્ટિ અને માનવી વિષેના આ ઈસ્લામી દૃષ્ટિકોણમાં અમલ કરવાની શક્તિ (Sanction) પણ મોજૂદ છે અને તે છે ખુદાનો ભય, આખિરત (પરલોક)ના સવાલ-જવાબની બીક અને હંમેશ માટે ભવિષ્ય ખરાબ થઈ જવાની ધાસ્તી. જો કે ઈસ્લામ એક શક્તિશાળી પ્રજામત પણ કેળવવા માગે છે કે જે સમૂહ-જીવનમાં વ્યક્તિઓ તેમજ સમૂહોને નૈતિક સિદ્ધાંતોની પાબંદી માટે બળજબરી કરે અને એવું રાજ્યતંત્ર પણ બનાવવા માગે છે જેની સત્તા નૈતિક કાનૂનને બળપૂર્વક અમલી બનાવે. પરંતુ તેનો મૂળ વિશ્વાસ આ બાહ્ય દબાણ પર નથી પણ તે આંતરિક દબાણ પર છે જે ખુદા અને આખિરતની માન્યતા (Belief in Life Hereafter)માં સમાયેલું છે. નૈતિક હુકમો આપતા પહેલાં ઈસ્લામ માણસના મનમાં એ વાત ઉતારવા માગે છે કે તારો સંબંધ તે ખુદા સાથે છે જે દરેક સમયે દરેક ઠેકાણે તને જોઈ રહ્યો છે. તું આખી દુનિયાથી સંતાઈ શકે છે પણ તેનાથી સંતાઈ નથી શકતો. આ જગતને છેતરી શકે છે પણ તેને છેતરી નથી શકતો; જગત તો માત્ર તારા જાહેર સ્વરૂપને જ જુએ છે પરંતુ તે તો તારી નીયતો(સંકલ્પ) અને ઈચ્છાઓને પણ જાણી લે છે. દુનિયાના આ ટૂંકા જીવનમાં ભલે તું ગમે તેવું કરી લે, પરંતુ એક દિવસ તારે જરૂર મરવાનું છે અને તે અદાલતમાં રજૂ થવાનું છે જ્યાં વકીલાત, લાંચ-રુશ્વત, ભલામણ, ખોટી સાક્ષી કે છેતરપિંડી વગેરે કંઈ જ નહિં ચાલે અને તારા ભવિષ્ય વિષે સાફ અને નિષ્પક્ષ ફેંસલો થઈ જશે.

આ માન્યતા બેસાડીને જાણે ઈસ્લામ પ્રત્યેક માનવીના દિલમાં પોલીસનો પહેરો ગોઠવી દે છે જે અંદરથી હુકમોનું પાલન કરવા માટે મજબૂર કરે છે પછી ભલે બહાર હુકમોનું પાલન કરવા માટે કોઈ પોલીસ, અદાલત અને જેલ હોય કે ન હોય. ઈસ્લામના નૈતિક કાનૂનોનું પીઠબળ ખરી રીતે આ અકીદાઓ (માન્યતાઓ) જ છે જે એને અમલી બનાવે છે. પ્રજામત અને સરકારની સત્તા એના અનુમોદનમાં હોય તો તે વધુ સારી વાત છે નહિંતર ફક્ત આ ઈમાન પણ મુસ્લિમ વ્યક્તિઓ તેમજ મુસ્લિમ કોમને સીધા માર્ગે ચલાવી શકે છે, પરંતુ એ શરતે કે દિલોમાં ખરેખર ઈમાનને સ્થાન હોય !

### ભલા કાર્યોની પ્રેરણા:

વિશ્વ અને માનવી વિષેનો આ દૃષ્ટિકોણ તે તત્ત્વો પણ પૂરા પાડે છે જે માનવીને નૈતિક નિયમોનું પાલન કરવા પ્રેરે છે. માનવીનું એ વાત પર રાજી થઈ જવું કે તે ખુદાને

માને અને તેની બંદગીને પોતાનો જીવન-માર્ગ બનાવી લે. એ જ એ વાત માટે પૂરતું પ્રેરણારૂપ છે કે તે હુકમોનું પણ પાલન કરે જેના વિષે એને ખાતરી થઈ જાય કે એ ખુદાના હુકમો છે. આ પ્રેરણાની સાથે જ બીજું શક્તિશાળી પ્રેરક તત્ત્વ આખિરત વિષેની એ માન્યતા પણ છે કે મનુષ્ય ખુદાઈ આજ્ઞાઓનું પાલન કરશે તેના માટે સદા રહેનાર જીવનમાં એક ઉજ્જવળ ભવિષ્ય નિશ્ચિત છે પછી ભલે દુનિયાના આ અસ્થાયી જીવનમાં એને ગમે તેટલી મુશ્કેલીઓ, નુકસાનો અને તકલીફો સહન કરવી પડે. એથી વિરુદ્ધ જે માણસ અહીંયાથી ખુદાના હુકમોનું અનાદર કરીને જશે તેને કાયમની સજા ભોગવવી પડશે. પછી ભલે દુનિયાના આ ટૂંકા જીવનમાં એ ગમે તેવી મજાઓ લઈ લે. આ આશા અને ડર કોઈના દિલમાં સમાઈ જાય તો એમનામાં એવી જબરજસ્ત પ્રેરક શક્તિ છે કે તે તેને એવા સંજોગોમાં ભલાઈ માટે તૈયાર કરી શકે છે જ્યાં ભલાઈનું પરિણામ આ જગતમાં ભયંકર હાનિકારક જણાતું હોય અને એવા સંજોગોમાં પણ તેને બૂરાઈથી દૂર રાખી શકે છે જ્યાં બૂરાઈ ઘણી જ આકર્ષક અને લાભકારક જણાતી હોય.

## ઈસ્લામી નૈતિક વ્યવસ્થાઓની વિશેષતાઓ:

ઉપલા વિવેચન પરથી એ વાત જણાય છે કે ઈસ્લામ વિશ્વ વિષેનો પોતાનો દૃષ્ટિકોણ, ભલાઈ-બૂરાઈના ધોરણો, નૈતિક-જ્ઞાનનું પ્રાપ્તિ-સ્થાન, પોતાના કાનૂનને અમલી બનાવવાની શક્તિ તથા પ્રેરક તત્ત્વો અલગ ધરાવે છે અને એના જ વડે નૈતિક ભલાઈઓને પોતાના ધોરણો મુજબ જીવનના બધા જ વિભાગોમાં અમલી બનાવે છે. આ જ કારણે એમ કહેવું યોગ્ય છે કે ઈસ્લામ પોતાની એક સંપૂર્ણ તેમજ સ્થાયી નૈતિક-વ્યવસ્થા ધરાવે છે. એ વ્યવસ્થાની એમ તો ઘણી વિશેષતાઓ છે, પરંતુ એમાંની ત્રણ સૌથી વધુ દેખીતી છે જેમને એનો મહત્ત્વનો વિશેષ ફાળો કહી શકાય. પહેલી વિશેષતા એ છે કે તે ખુદાની ખુશનૂદી (પ્રસન્નતા)ને ધ્યેય બનાવીને ચારિત્ર્ય માટે એક એવું ઉચ્ચ ધોરણ પૂરૂં પાડે છે જેની કોઈ સીમા નથી રહેતી. જ્ઞાનનો એક સ્રોત(કે પ્રાપ્તિ-સ્થાન) નક્કી કરીને તે ચારિત્ર્યને એવી મક્કમતા અને સ્થિરતાઓ કે ફેરબદલ અશક્ય છે. વળી ઈસ્લામ ખુદાના ડર વડે અખ્લાકને અમલી બનાવવાની તે શક્તિ આપે છે કે જે બાહ્ય દબાણ વિના માણસ પાસે એનું પાલન કરાવે છે અને ખુદા તેમજ આખિરત (પરલોક)ની માન્યતા વડે માનવીમાં તે પ્રેરણા પ્રદાન કરાવે છે જે તેનામાં આપમેળે જ નૈતિક કાનૂન પર અમલ કરવાની ઉમંગ તથા ઉત્સુકતા પેદા કરે છે. બીજી વિશેષતા એ છે કે તે વિના કારણે નિરર્થક વાતો વડે અમુક પ્રકારના વિચિત્ર નૈતિક ધોરણો રજૂ નથી કરતો અને ન તો માનવી જેને જાણતો આવ્યો છે એવા નૈતિક ધોરણોમાં કંઈ વધઘટ કરવાનો પ્રયત્ન કરે છે. તે જ નીતિઓને લે છે જેને બધા જ સારી રીતે સમજે છે અને એમનામાંથી પ્રત્યેકનું યથાયોગ્ય સ્થાન, સામૂહિક-જીવન, દેશનું રાજકારણ, આર્થિક કારોબાર મંડી-બજાર, શાળા, અદાલત, પોલીસ લાઈન, મિલિટરી કેમ્પ, રક્ષણક્ષેત્ર કે

સુલેહની સભા બધાને આવરી લે છે અને જીવનનું કોઈ અંગ કે વિભાગ એવો નથી રહેતો કે જે અખ્લાકની સર્વવ્યાપી અસરથી બચી જાય. દરેક સ્થળે અને જીવનના પ્રત્યેક વિભાગમાં તે અખ્લાક (નૈતિકતા)ને આજ્ઞાકારી બનાવે છે અને એ વાતનો પ્રયત્ન કરે છે કે જીવનના કારોબાર કે વ્યવહારની લગામ મનેચ્છાઓ, સ્વાર્થ કે લાભવૃત્તિના બદલે નૈતિકતાના હાથમાં રહે.

ત્રીજી વિશેષતા એ છે કે માનવ-વંશ પાસે એક એવી જીવન-વ્યવસ્થાની માગણી કરે છે જે 'મઅ્રૂફ' (ભલાઈ) પર રચાયેલી હોય અને 'મુન્કર' (બૂરાઈ)થી મુક્ત હોય. એની દઅ્વત(આમંત્રણ) એ જ છે કે આવો ! આપણે તે ભલાઈઓની સ્થાપના કરીએ અને વિસ્તારીએ જેમને માનવતાના આત્માએ હંમેશાં ભલી ગણી. અને ચાલો ! તે બૂરાઈઓને દબાવીએ અને નાબૂદ કરી દઈએ જેમને માનવતાએ સદા બૂરી સમજી છે. આ દઅ્વતને જે લોકોએ માન્ય રાખી તેને એકત્રિત કરીને ઈસ્લામે એક ઉમ્મત બનાવી જેનું નામ મુસ્લિમ હતું; અને એક ઉમ્મત બનાવવાનો ધ્યેય માત્ર એ જ હતો કે તે ભલાઈઓને કાયમ કરવા અને ફેલાવવા અને બૂરાઈઓને દબાવવા માટે ક્રિયાશીલ વ્યવસ્થા કરે. હવે જો એ જ ઉમ્મતના હાથે ભલાઈઓ રોકવા અને બૂરાઈઓ ફેલાવા લાગે તો એ શોક કરવા જેવી વાત છે. સ્વયં તે ઉમ્મત માટે પણ અને આખી દુનિયા માટે પણ.

## ૨.ઇસ્લામની રાજ્ય-વ્યવસ્થા

ઈસ્લામી રાજ્ય-વ્યવસ્થાનું ઘડતર ત્રણ મૂળ સિદ્ધાંતો પર થયેલું છે : તૌહીદ (એકેશ્વરવાદ), રિસાલત અને ખિલાફત, આ ત્રણ સિદ્ધાંતોને સમજ્યા વિના ઈસ્લામી રાજકારણને વિસ્તારપૂર્વક સમજવું અઘરૂં છે. એટલે જ સૌથી પહેલાં હું એમનો જ ટૂંકમાં ખુલાસો કરીશ.

તૌહીદનો અર્થ એ છે કે ખુદા (અલ્લાહ) આ દુનિયાનો અને એની સમગ્ર વસ્તીનો ખાલિક (સર્જનહાર), પરવરદિગાર (પાલનહાર) અને માલિક છે. હકૂમત અને સરકાર એની જ છે. કોઈ કાર્યને કરાવવાનો તથા કોઈ કાર્યોથી મના કરવાનો અધિકાર એનો જ છે અને બંદગી અને તાબેદારી માત્ર એના જ માટે છે અને બીજો કોઈને એમાં ભાગીદાર બનાવી ન શકાય. આપણું આ અસ્તિત્વ કે જેના કારણે આપણે મોજૂદ છીએ, આપણા આ શારીરિક અવયવો તેમજ શક્તિઓ કે જેના વડે આપણે કામ કરીએ છીએ અને તે અધિકારો કે જે આ દુનિયાની વસ્તુઓ ઉપર ધરાવીએ છીએ તેમજ સ્વયં તે બધી વસ્તુઓ કે જેના પર આપણે પોતાના અધિકારો ચલાવીએ છીએ, એમાંની કોઈ પણ વસ્તુ ન તો આપણે પોતે પેદા કરેલી છે, અને ન જ પોતે મેળવેલી છે, પરંતુ એ બધી જ આપણને ખુદાએ અર્પણ કરેલી છે, અને એ બક્ષિશમાં ખુદા સાથે બીજો કોઈ ભાગીદાર નથી. માટે આપણા અસ્તિત્વનો ધ્યેય, આપણી શક્તિઓનો ઉપયોગ તથા આપણા અધિકારોની હદ

નક્કી કરવી એ ન તો આપણું પોતાનું કાર્ય છે અને ન તો કોઈ બીજાને એ બાબતમાં દખલ દેવાનો સહેજેય હક્ક છે. એ તો ફકત એ ખુદાનું જ કાર્ય છે જેણે આપણને આ શક્તિઓ અને અધિકારો સહિત પેદા કર્યા અને દુનિયાની અનેક વસ્તુઓ આપણા ઉપયોગમાં આપી. તૌહીદનો આ સિદ્ધાંત માનવીની હાકિમિયત અથવા માનવીની ખુદમુખ્તયારી-મનફાવતી સત્તા-ને જડમૂળથી રદ કરી દે છે. એક માનવી હોય અથવા એક કુટુંબ, એક વર્ગ હોય કે એક પાર્ટી, એક કોમ હોય કે પછી સામૂહિક રીતે આખા જગતના ઈન્સાનો, હાકિમિયતનો હક્ક એમનામાંથી કોઈને માટે નથી. હાકિમ (હુકમ કરનાર) માત્ર ખુદા અને તેના હુકમ કાનૂન અથવા કાયદો છે.

**રિસાલતઃ** ખુદાનો કાનૂન જે માર્ગે બંદા સુધી આવે છે તેનું નામ **રિસાલત** છે. એ માર્ગે આપણને બે વસ્તુઓ મળે છેઃ એક, 'કિતાબ' જેમાં ખુદાએ પોતાનો કાનૂન વર્ણવ્યો છે અને બીજી, કિતાબનો પ્રમાણિત ખુલાસો જે ખુદાના સંદેશવાહક તરીકે રસૂલ સ.અ.વ.એ પોતાની વાણી તથા વર્તન દ્વારા રજૂ કરી છે. ખુદાની 'કિતાબ'માં તે બધા જ સિદ્ધાંતો વર્ણવી દેવામાં આવ્યા છે કે જેમના આધાર પર માનવીની જીવન-વ્યવસ્થા ઘડાવવી જોઈએ અને રસૂલ સ.અ.વ.એ 'કિતાબ'ના હેતુ મુજબ પ્રત્યક્ષ રીતે એક જીવન-વ્યવસ્થા ઘડીને, ચલાવીને અને એની બધી જ આવશ્યક વિગતો જણાવીને આપણા માટે એક નમૂનો કાયમ કરી દીધો છે. ઈસ્લામી પરિભાષામાં આ જ બે વસ્તુઓ (કિતાબ અને સુન્નત) ના સંમિશ્રણને શરીઅત કહેવામાં આવે છે અને એ જ તે મૂળભૂત બંધારણ છે જેના પર ઈસ્લામી રાજ્ય કાયમ થાય છે.

**ખિલાફતઃ** હવે ખિલાફત વિષે ચર્ચા કરીએ. આ શબ્દ (ખિલાફત અરબી ભાષામાં નયાબત (પ્રતિનિધિત્વ)ના અર્થમાં વપરાય છે. ઈસ્લામી દૃષ્ટિકોણ મુજબ દુનિયામાં માણસની સ્થિતિ એવી છે કે તે જમીન ઉપર ખુદાનો નાયબ છે. એટલે કે તેના (અલ્લાહના) મુલ્કમાં તેના આપેલા અધિકારોનો ઉપયોગ કરે છે. જ્યારે તમે કદી કોઈ માણસને પોતાની મિલ્કતનો કારભાર સોંપો છો તો તે વેળા સ્વાભાવિક રીતે જ ચાર વાતો આપની સમક્ષ હોય છે. એક એ કે મિલ્કતના મૂળ માલિક તમે પોતે છો નહીં કે તે માણસ. બીજું એ કે તમારી મિલ્કતમાં તે માણસે તમારી સૂચનાઓ પ્રમાણે કામ કરવું જોઈએ. ત્રીજું એ કે તેણે પોતાના અધિકારો તે સીમાની અંદર રહીને જ વાપરવા જોઈએ જે તમે નિશ્ચિત કરી દીધી છે. ચોથું એ કે આપની મિલ્કતમાં તેણે તમારી ઈચ્છા પૂરી કરવી જોઈએ, નહીં કે તેની પોતાની. આ ચાર વસ્તુઓ એવી છે કે નાયબનો શબ્દ ઉચ્ચારતાં જ માનવીના ખ્યાલમાં આવી જાય છે. જો કોઈ નાયબ એ ચારેય શરતો પૂરી ન કરે તો તમે કહેશો કે તે નયાબતની હદથી આગળ વધી ગયો અને એણે એ કરાર તોડી નાખ્યો કે જે નયાબતમાં આવશ્યક રીતે સમાયેલો છે. બિલકુલ આ જ અર્થમાં ઈસ્લામ ઈન્સાનને ખુદાનો ખલીફા વર્ણવે છે અને એની ખિલાફતમાં પણ ચારે શરતો

સમાયેલી છે. આ રાજકીય દૃષ્ટિકોણ મુજબ જે રાજ્ય કાયમ થશે તે ખરી રીતે ખુદાની હાકિમિયત હેઠળ ઈન્સાનની ખિલાફત હશે જેને ખુદાના મુલ્ક (દેશ)માં તેણે આપેલી સૂચનાઓ પ્રમાણે અને તેણે નક્કી કરેલી હદોમાં રહીને તેની ઈચ્છા પૂરી કરવી પડશે.

ખિલાફતની આ સમજૂતીના સંબંધમાં એક બીજી વાત પણ સમજી લો કે એ અર્થમાં ઈસ્લામી રાજકારણ કોઈ એક માણસ કે કુટુંબ અથવા વર્ગને ખલીફા નથી ગણતું પરંતુ તે આખા સમાજને ખિલાફતના (નાયબના) હોદ્દા પર નિયુક્ત કરે છે જે (સમાજ) તૌહીદ (એકેશ્વરવાદ) અને રિસાલતના મૂળભૂત સિદ્ધાંતોને માન્ય રાખીને નાયબ તરીકેની શરતો પૂરી કરવા તત્પર હોય. એવી સોસાયટી સામૂહિક રીતે ખિલાફતની ઝંડાધારી છે અને એ ખિલાફત એની પ્રત્યેક વ્યક્તિના ફાળે જાય છે. આ જ તે બિંદુ છે જ્યાં ઈસ્લામમાં જમ્હૂરિયત (લોકશાહી)ની શરૂઆત થાય છે. એ ઈસ્લામી સમાજની પ્રત્યેક વ્યક્તિ ખિલાફતના હક્કો તથા અધિકારો ધરાવે છે. આ હક્કો અને અધિકારોમાં બધા જ માણસો સરખી રીતે ભાગીદાર છે. કોઈ એકને બીજા પર સરસાઈ નથી તેમજ એક બીજાના એ હક્કો તેમજ અધિકારો છીનવી પણ નથી શકતો. રાજ્યનો કારભાર ચલાવવા માટે જે સરકાર રચાશે તે આ જ વ્યક્તિઓની ઈચ્છાથી રચાશે. આ જ માણસો પોતાના ખિલાફતના અધિકારોમાંથી એક ભાગ તેને (હકૂમતને) સોંપાશે. એ હકૂમતની રચનામાં એમનો મત સામેલ રહેશે અને એમની સલાહથી જ એ ચાલશે. જે એમનો વિશ્વાસ મેળવી શકશે તે એમના વતી ખિલાફતની ફરજો અદા કરશે અને જે એમનો વિશ્વાસ ગુમાવશે તેને હોદ્દા પરથી હટી જવું પડશે. આ રીતે જોતાં ઈસ્લામી લોકશાહી એક સંપૂર્ણ લોકશાહી છે. એટલી સંપૂર્ણ કે જેટલી સંપૂર્ણ કોઈ અન્ય લોકશાહી હોઈ શકે છે. અલબત્ત જે વસ્તુ ઈસ્લામી લોકશાહીને પાશ્ચાત્ય લોકશાહીથી જુદી પાડે છે તે એ છે કે પશ્ચિમનો રાજકીય દૃષ્ટિકોણ જમ્હૂરી હાકિમિયત અર્થાત્ પ્રજાની સત્તાને માને છે અને ઈસ્લામ જમ્હૂરી ખિલાફતને. ત્યાં (પાશ્ચાત્ય રાજકારણમાં) પ્રજા પોતે જ બાદશાહ છે, જ્યારે અહીં બાદશાહત ખુદાની છે અને પ્રજા તેની ખલીફા છે. ત્યાં પોતાનું બંધારણ પ્રજા પોતે જ ઘડે છે, જ્યારે અહીં એને તે બંધારણ (અર્થાત્ શરીઅત) મુજબ અમલ કરવો પડે છે જે તેને ખુદાએ પોતાના રસૂલ સ.અ.વ. મારફતે આપ્યું છે. ત્યાં સરકારનું કાર્ય પ્રજાની ઈચ્છા પૂરી કરવાનું હોય છે, જ્યારે અહીં સરકાર તે જ તેની રચના કરનાર પ્રજાનું કાર્ય ખુદાની ઈચ્છા પૂરી કરવાનું હોય છે. ટૂંકમાં પાશ્ચાત્ય લોકશાહી એક નિરંકુશ ખુદાઈ છે જે પોતાના અધિકારોનો ઉપયોગ મન ફાવે તેમ કરે છે. એથી વિરુદ્ધ ઈસ્લામી લોકશાહી ખુદાઈ કાનૂનને આધીન છે જે પોતાના અધિકારો અથવા સત્તાનો ઉપયોગ તેની સૂચનાઓ અનુસાર તેણે નક્કી કરેલી હદોમાં રહીને જ કરે છે.

એ રાજ્યનો હેતુ કુર્આન (ઈશ્વરીય ગ્રંથ)માં સાફ સાફ બતાવવામાં આવ્યો છે કે તે ભલાઈઓને કાયમ કરે, વૃદ્ધિ આપે અને ફેલાવે કે જે ભલાઈઓ વડે જગતનો ખુદા

(ખુદાવંદે-આલમ) જીવનને સુશોભિત જોવા માગે છે, અને તે બૂરાઈઓને અટકાવે, દબાવે અને દૂર કરે કે જીવનમાં જેનું અસ્તિત્વ ખુદાવંદે-આલમને પસંદ નથી. ઇસ્લામમાં રાજ્યનો હેતુ માત્ર એટલો જ નથી કે તે દેશની વ્યવસ્થા જાળવી રાખે અને કોઈ એક ખાસ કોમની સામૂહિક ઇચ્છાઓ પૂરી કરે. એથી જુદું ઇસ્લામ તેની સમક્ષ એક ભવ્ય હેતુ રજૂ કરે છે જે પૂર્ણ કરવા માટે તેણે પોતાના બધા જ સાધનો તેમજ શક્તિઓનો ઉપયોગ કરવાનો હોય છે અને તે ઉચ્ચ હેતુ એ છે કે ખુદા પોતાની જમીનમાં તેમજ પોતાના બંદાઓના જીવનમાં જે સુંદરતા, જે ભલાઈ, આબાદી, કલ્યાણ તથા પ્રગતિ જોવા ઇચ્છે છે તે તાદશ્ય થઈ જાય, અને બગાડના તે સર્વ પ્રકારો નાબૂદ થઈ જાય જે ખુદાની સર્વજ્ઞતા મુજબ (બૂરાઈઓ) એની ભૂમિને ખેદાન-મેદાન તેમજ એના બંદાઓના જીવનને ખરાબ કરનાર છે. આ ધ્યેય રજૂ કર્યા પછી ઈસ્લામ આપણી સમક્ષ ભલાઈ અને બૂરાઈ બન્નેનો એક સાફ ચિતાર પણ રજૂ કરે છે, જેમાં ઇચ્છિત ભલાઈઓ તેમજ નાપસંદ બૂરાઈઓ ચોકખી રીતે બતાવી દેવામાં આવી છે. આ ચિતારને નજર સમક્ષ રાખી દરેક યુગ તેમજ દરેક જાતના વાતાવરણમાં ઈસ્લામી રાજ્ય પોતાનો પ્રોગ્રામ ઘડી શકે છે.

ઈસ્લામની સ્થાયી માગણી એ છે કે જીવનના પ્રત્યેક વિભાગમાં નૈતિક નિયમોનું પાલન કરવામાં આવે. એટલે જ એ પોતાના રાજ્ય માટે પણ એવી અટલ નીતિ (Policy) નિર્ધારિત કરી દે છે કે એનું રાજકારણ નિષ્પક્ષ ઇન્સાફ, નિર્ભય સત્ય તથા ખરી ઈમાનદારી પર જ કાયમ થશે અને રહેશે. તે રાષ્ટ્રીય અથવા વહીવટી અથવા કોમી મસ્લેહતો (લાભો)ના કારણે જૂઠ, દગો કે અન્યાયને સાંખી લેવા તૈયાર નથી. દેશની અંદર સરકાર અને પ્રજા વચ્ચેના પરસ્પર સંબંધ હોય અથવા દેશની બહારની બીજી કોમો સાથેનો આંતરરાષ્ટ્રીય વ્યવહાર હોય, બન્નેમાં તે સચ્ચાઈ, પ્રમાણિકતા અને ન્યાયને સ્વાર્થ તેમજ લાભોથી મુક્ત રાખવા ઇચ્છે છે. મુસ્લિમ પ્રજાની જેમ જ મુસ્લિમ રાજ્ય પર પણ તે એવી પાબંદી મૂકે છે કે જે કોલ-કરાર કરો તેને પૂરો કરો. લેવડ-દેવડના પ્રમાણ સરખા રાખો, જે કંઈ કહો છો તેવું જ કરો, અને જેવું કરો છો તેવું જ કહો, પોતાના અધિકારની સાથે સાથે પોતાની ફરજોને પણ યાદ રાખો અને બીજાઓની ફરજો જોતી વેળા તેઓના અધિકારો પણ ન ભૂલો, પોતાની શક્તિને જુલ્મને બદલે ન્યાય કાયમ કરવાનું સાધન બનાવો, હક્કને હંમેશ હક્ક સમજો અને તેને અદા કરો. સત્તાને ખુદાની અમાનત સમજો અને એનો ઉપયોગ એ વાતને ખાતરીપૂર્વક માનીને કરો કે એ અનામતોનો પૂરેપૂરો હિસાબ આપણે ખુદા સમક્ષ આપવાનો છે.

ઈસ્લામી રાજ્ય જો કે પૃથ્વીના કોઈ ખાસ ભાગમાં જ સ્થપાય છે, પરંતુ તે ન તો માનવ હક્કોને કોઈ ખાસ ભૌગોલિક હદમાં મર્યાદિત રાખે છે અને ન તો નાગરિક અથવા (Civil) હક્કોને. જ્યાં સુધી માનવ હક્કોને લાગે વળગે છે ત્યાં સુધી ઈસ્લામ પ્રત્યેક માનવી માટે અમુક મૂળભૂત હક્કો નક્કી કરે છે અને દરેક પરિસ્થિતિમાં તેને

જાળવવાનો હુકમ કરે છે. પછી ભલે તે દોસ્ત હોય કે દુશ્મન, અને ભલે તેની સાથે સુલેહ-શાંતિનો સંબંધ હોય કે યુદ્ધનો. માનવ-રક્ત દરેક સ્થિતિમાં આદરને પાત્ર છે અને હક્ક વિના (નાહક્ક) એ લોહી રેડી શકાય નહિં. સ્ત્રી, બાળક, વૃદ્ધ, બીમાર અને ઘાયલ વ્યક્તિઓ પર હાથ ઉગામવો કદી ઉચિત નથી. સ્ત્રીની ઇઝ્ઝત (શિયળ) દરેક સંજોગોમાં આદરને પાત્ર છે અને તેને કદી બેઆબરૂ ન જ કરી શકાય. ભૂખ્યો માણસ રોટીનો, વસ્ત્રહીન માણસ કપડાનો અને ઘાયલ અથવા બીમાર માણસ દવાનો હંમેશાં હક્કદાર છે, પછી ભલે તે દુશ્મન કોમ સાથે સંબંધ ધરાવતો હોય. આ અને આ જ પ્રકારના અમુક હક્કો ઈસ્લામે પ્રત્યેક માનવીને માનવ હોવાના કારણે અર્પણ કર્યા છે અને ઈસ્લામી રાજ્યના બંધારણમાં તેમને (એ હક્કને) મૂળભૂત હક્કો (Fundamental Rights) તરીકે ગણવામાં આવ્યા છે. હવે રહ્યા નાગરિક હક્કો (Citizen's Rights) તો તે પણ ઈસ્લામ માત્ર તે જ માણસોને નથી આપતો જેઓ ઈસ્લામી રાજ્યની હદની અંદર જન્મેલા હોય, બલ્કે પ્રત્યેક મુસ્લિમ, ભલે તે દુનિયાના ગમે તે ભાગમાં જન્મ્યો હોય, ઈસ્લામી રાજ્યની હદમાં દાખલ થતાં જ આપમેળે જ ત્યાંનો નાગરિક બની જાય છે અને ત્યાં જન્મેલા નાગરિક (National by Birth) ની જેમ જ બધા હક્કોનો સમાન હક્કદાર બની જાય છે. પૃથ્વી-પટ પર જેટલા પણ ઈસ્લામી રાજ્યો હશે તે બધાની વચ્ચે સંયુક્ત નાગરિકતા (Common Citizenship) રહેશે. એક મુસ્લિમને કોઈ પણ મુસ્લિમ રાજ્યમાં દાખલ થવા માટે પાસપોર્ટની જરૂર નહીં રહે. મુસલમાન કોઈ પણ જાતના વિભાગીય કે વતની ભેદભાવ વિના દરેક ઈસ્લામી રાજ્યમાં મોટામાં મોટી જવાબદારીભર્યા હોદ્દાને લાયક બની શકે છે. ઈસ્લામી રાજ્યમાં વસતા બિનમુસ્લિમો માટે ઈસ્લામે અમુક હક્કો નિર્ધારિત કરી દીધા છે અને જે અનિવાર્ય રીતે ઈસ્લામી બંધારણના એક ભાગ રૂપ રહેશે. ઈસ્લામી પરિભાષામાં બિનમુસ્લિમને 'ઝિમ્મી' કહેવામાં આવે છે અર્થાત્ જેનું રક્ષણ ઈસ્લામી રાજ્યે પોતાના ઝિમ્મે (માથે) લઈ લીધું. 'ઝિમ્મી'ના જાન, માલ અને આબરૂ, મુલમાનના જાન, માલ અને આબરૂની જેમ જ રક્ષણને તેમજ આદરને પાત્ર છે. ફોજદારી (Criminal) અને દીવાની (Civil) કાનૂનોમાં મુસ્લિમ અને 'ઝિમ્મી' વચ્ચે કોઈ ભેદભાવ નથી. 'ઝિમ્મી'ઓના પોતાના કાયદાઓ (Personal Laws)માં ઈસ્લામી રાજ્ય માથું નહિં મારે, 'ઝિમ્મી'ઓને વિચાર, માન્યતા તેમજ ધાર્મિક રીત-રિવાજો તથા પૂજા-પાઠની પૂરી આઝાદી રહેશે. 'ઝિમ્મી' પોતાના ધર્મનો માત્ર ફેલાવો જ નહિં પરંતુ કાયદાની હદમાં રહીને ઈસ્લામ પર ટીકા પણ કરી શકે છે.

આ અને આવા જ બીજા અનેક હક્કો ઈસ્લામી બંધારણ મુજબ બિનમુસ્લિમ પ્રજાને આપવામાં આવ્યા છે અને એ સ્થાયી હક્કો છે જે ત્યાં સુધી પાછા લઈ ન શકાય જ્યાં સુધી તેઓ ઈસ્લામી રાજ્યની જવાબદારીમાંથી નીકળી ન જાય. કોઈ બિનમુસ્લિમ

રાજ્ય પોતાની મુસ્લિમ પ્રજા ઉપર ગમે તેવા જુલ્મ કરે પણ તેના જવાબમાં એક મુસ્લિમ રાજ્ય માટે ઉચિત નથી કે કોઈ પોતાની બિનમુસ્લિમ પ્રજા ઉપર શરીઅત વિરુદ્ધ સહેજ પણ હાથ ઉઠાવે. તે એટલે સુધી કે જો આપણી સરહદની બહાર બધા જ મુસ્લિમોને કતલ કરી નાખવામાં આવે તો પણ આપણે આપણી હદમાં એક પણ બિનમુસ્લિમનું લોહી હક્ક વિના રેડી શકતા નથી.

**અમારતઃ** ઇસ્લામી રાજ્ય-વ્યવસ્થાની જવાબદારી એક અમીરને સોંપવામાં આવશે જેનું સ્થાન લોકશાહીના પ્રમુખ (President)ની જેમ સમજવું જોઈએ. બંધારણના નિયમોને માન્ય રાખનાર ઉંમરલાયક પ્રત્યેક પુરુષ તથા સ્ત્રીને અમીરની પસંદગીનો હક્ક રહેશે. ચૂંટણીનું ધોરણ એ રહેશે કે ઇસ્લામની રૂહ (આત્મા)થી જાણકારી, ઈસ્લામી વિચાર તથા વર્તન, ખુદાના ભય તેમજ સમજ બૂઝના ધોરણે ક્યો માણસ સમાજના વધુમાં વધુ માણસોનો વિશ્વાસ ધરાવે છે. એવા માણસને અમારત (પ્રમુખપદ) માટે ચૂંટવામાં આવશે.પછી તેની મદદ માટે એક મજલિસે શૂરા (સલાહકાર સમિતિ) બનાવવામાં આવશે અને તે પણ લોકોએ જ ચૂંટેલી હશે. અમીર માટે એ જરૂરી રહેશે કે દેશનો વહીવટ એ સમિતિની સલાહથી ચલાવે. એક 'અમીર' ત્યાં સુધી જ સત્તા પર રહી શકશે જ્યાં સુધી તે લોકોનો વિશ્વાસ જાળવી રાખે. વિશ્વાસ ગુમાવતાં એને પોતાની જગ્યા ખાલી કરવી પડશે, અને જ્યાં સુધી લોકોનો વિશ્વાસ એનાં પર કાયમ રહેશે ત્યાં સુધી હકૂમતના બધા જ અધિકારો તેને મળી રહેશે. તે સલાહકાર સમિતિની બહુમતિની વિરુદ્ધ પોતાનો (Veto Power) વાપરી શકશે, અને તેની સરકારની ટીકા કરવા માટે સામાન્ય નાગરિકોને પૂરો હક્ક રહેશે.

ઈસ્લામી રાજ્યમાં કાયદાનું ઘડતર તે હદોની અંદર જ રહેશે જે (હદો) શરીઅતે નિર્ધારિત કરી દીધી છે. ખુદા અને રસૂલ સ.અ.વ.ના હુકમો માત્ર પાલન કરવા માટે છે. કોઈ ધારાસભા તેમાં ફેરફાર કરી શકતી નથી. રહ્યા તે હુકમો જેમાં બે અથવા તેથી વધુ અર્થઘટન સંભવિત હોય તો એવા સંજોગોમાં શરીઅતનો હેતુ જાણી કાઢવો એવા માણસોનું કામ છે જેઓ શરીઅતનું જ્ઞાન ધરાવતા હોય. માટે એવી બાબતો મજલિસે શૂરા પોતાની તે પેટા સમિતિ (Sub Committee)ને પ્રસ્તુત કરશે જે આલિમો (વિદ્વાનો) પર રચાયેલી હોય. ત્યાર બાદ એક વિશાળ ક્ષેત્ર એવી બાબતોનું છે જેમાં શરીઅતે કોઈ હુકમ નથી આપ્યો, તો એવી બાબતોમાં કાયદા બનાવવા માટે મજલિસે શૂરા (ધર્મની) હદોની અંદર રહીને સ્વતંત્ર છે.

**અદાલત (ન્યાયતંત્ર):** ઈસ્લામમાં ન્યાયતંત્ર સરકારના તાબા હેઠળ નહિં પરંતુ સીધું ખુદાને જવાબદાર હોય છે. ન્યાયતંત્રના હોદ્દેદારોની નિમણૂક તો વહીવટી સરકાર જ કરશે પરંતુ જ્યારે એક વ્યક્તિ ન્યાયના આસને આવી જશે તો તે ખુદાના કાનૂન મુજબ લોકોની વચ્ચે નિષ્પક્ષ ફેંસલા કરશે અને તેના ન્યાયની અસરથી ખુદ

સરકાર પણ બચી નહિં શકે. તે એટલે સુધી કે ખુદ રાજ્યના મોટામાં મોટા શ્રીમંતને પણ વાદી કે પ્રતિવાદી હોવાના કારણે તેની (અદાલત) સમક્ષ એવી રીતે જ હાજર થવું પડશે જે રીતે એક સામાન્ય નાગરિક રજૂ થાય છે.

## ૩. ઇસ્લામની સામાજિક-વ્યવસ્થા

ઈસ્લામી સમાજ-વ્યવસ્થાનું ઘડતર જે પાયા પર થયેલું છે તે એ દૃષ્ટિકોણ છે કે જગતના બધા જ માનવીઓ એક જ વંશના છે. ખુદાએ સર્વ પ્રથમ એક ઈન્સાની જોડું પેદા કર્યું હતું. પછી તે જ દંપતીથી દુનિયામાં વસતા બધા જ માણસો પેદા થયા. શરૂઆતમાં એક મુદ્દત સુધી એ દંપતીની સંતાન એક જ ઉમ્મત બનીને રહી. તેમનો દીન (ધર્મ) એક હતો. તેમની ભાષા એક હતી; તેઓમાં કોઈ ભેદભાવ ન હતો, પરંતુ જેમ જેમ તેમની સંખ્યા વધતી ગઈ તેમ તેમ તેઓ પૃથ્વી પર ફેલાવા લાગ્યા અને આ ફેલાવાના કારણે કુદરતી રીતે જ તેઓ વિવિધ વંશો, કોમો અને કુટુંબોમાં વહેંચાઈ ગયા; રહેણી-કરણી વિવિધ પ્રકારની થઈ ગઈ અને પૃથ્વી પરના વિવિધ ભાગો પરની વિશેષ આબોહવાના કારણે તેમના રૂપ તથા રંગ પણ બદલાઈ ગયા.

આ બધા ફેરફારો કુદરતી છે અને વાસ્તવિક રીતે જ દુનિયામાં મોજૂદ છે. તેથી ઈસ્લામ એને વાસ્તવિક ગણે છે. તે (ઈસ્લામ) એમની આ પ્રાકૃતિક વિવિધતાને મટાડવા નથી માગતો બલ્કે એના એ લાભ માન્ય રાખે છે કે માનવોની એક-બીજાની ઓળખાણ તથા સહકાર આ રીતે જ શકય છે, પરંતુ આ ભેદોના આધારે માનવોમાં કોમવાદ અને રાષ્ટ્રવાદની જે આંધળી અને સંકુચિત મનોદશા પેદા થઈ ગઈ છે તેને ઈસ્લામ ખોટી ગણે છે. માનવ-માનવ વચ્ચે ઊંચ અને નીચ, સવર્ણ અને કવર્ણ, આપણા અને પારકા વિષેના જે ભેદભાવો વંશના આધારે ઘડી કાઢવામાં આવ્યા છે એ બધાને ઈસ્લામ જાહિલિયત (અજ્ઞાનતા)ના સમયની વસ્તુઓ માને છે. ઈસ્લામ જગતના બધા જ માનવીઓને કહે છે કે તમે સર્વ એક મા અને એક બાપની સંતાન છો, અને તેથી એક-બીજાના ભાઈ છો, અને માનવ હોવાના ધોરણે બધા જ સરખાં છો.

### માનવ-માનવ વચ્ચે કયા કારણે અંતર હોઈ શકે ?

માનવતાનો આ દૃષ્ટિકોણ અપનાવ્યા પછી ઈસ્લામ કહે છે કે માનવ અને માનવ વચ્ચે મૂળ અંતર જો કોઈ હોઈ શકે છે તો તે વંશ, વર્ણ, દેશ કે ભાષાના કારણે નહિં પરંતુ વિચાર, આચાર, રીતિ-નીતિ અને સિદ્ધાંતો વિષે હોઈ શકે છે. એક જ માતાના બે સંતાનો વંશના ધોરણે ભલે એક હોય પરંતુ જો તેઓની માન્યતાઓ, વિચારો અને ચારિત્ર્યો એક-બીજાથી ભિન્ન હોય તો જીવનમાં બન્નેના માર્ગ જુદા પડી જશે. એથી ઊલ્ટું પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના ઘણા લાંબા અંતરે રહેનારા બે માણસો જો કે પ્રત્યક્ષ રીતે એક-બીજાથી ગમે તેટલા દૂર હોય પરંતુ જો તેઓ વિચારોમાં એક-બીજાથી સંમત હોય

અને તેઓની નીતિઓ એક જેવી હોય તો તેઓના જીવન-માર્ગ એક રહેશે. આ દૃષ્ટિકોણના આધારે ઈસ્લામ દુનિયાના બધા વંશીય, વતની તથા કોમી સમાજોથી વિરુદ્ધ વિચાર, ચારિત્ર્ય અને સિદ્ધાંતના આધારે એક સમાજનું ઘડતર કરે છે જેમાં માનવ અને માનવીય એકતાનો આધાર રાષ્ટ્ર કે વંશ નહિં પરંતુ એક અકીદો (માન્યતા) અને આચરણની હદબંદી છે. એક ખુદાને પોતાનો માલિક અને મઅ્બૂદ (પૂજ્ય) માને અને પયગમ્બરોના માર્ગદર્શનને પોતાના જીવનના કાનૂન તરીકે માન્ય રાખે એવો પ્રત્યેક માનવી આ ઈસ્લામી સમાજમાં સામેલ થઈ શકે છે. પછી ભલે તે આફ્રિકાનો નિવાસી હોય કે અમેરિકાનો, શામી કૂળનો હોય કે આર્ય વંશનો, રંગ કાળો હોય કે ગોરો અને તે હિંદી બોલતો હોય કે અરબી, જે માનવો આ સમાજમાં જોડાશે તે બધાના અધિકાર અને સામાજિક સ્થાન સમાન હશે. કોઈ પણ જાતના વંશીય, કોમી કે પ્રાંતીય ભેદભાવો તેઓ વચ્ચે નહિં રહે. કોઈ ઊંચો અને કોઈ નીચો નહિં રહે. તેઓ વચ્ચે કોઈ પ્રકારની આભડછેટ નહિં રહે. કોઈનો હાથ લાગવાથી કોઈ અપવિત્ર નહિં થાય. લગ્ન સંબંધોમાં, ખાવા-પીવામાં અને ઊઠવા-બેસવામાં તેઓ વચ્ચે કોઈ પણ પ્રકારના અંતર નહિ રહે, કોઈ પોતાના જન્મ કે વ્યવસાયના કારણે બીજાઓ કરતાં નીચો કે તુચ્છ નહિં ગણાય, કોઈને પોતાના વર્ગ, વર્ણ કે કૂળના ધોરણે કોઈ જાતના વિશેષ અધિકારો પ્રાપ્ત નહિં થાય, માણસની ઉચ્ચતા (બુઝુર્ગી) તેના કુટુંબ કે ધન-સંપત્તિના કારણે નહિં હોય પરંતુ માત્ર એ જ કારણે હશે કે તેનું ચારિત્ર્ય (Charactor)વધુ સારૂં છે અને બીજાઓ કરતાં તેના દિલમાં ખુદાનો વધુ ડર છે.

આ એક એવો સમાજ છે જે વંશીય અને વર્ણીય હદો વટાવીને અને ભૌગોલિક સરહદોને તોડીને આખી પૃથ્વી ઉપર ફેલાવી શકે છે અને એના ધોરણે માનવીનું એક વિશ્વવ્યાપી બંધુત્વ (Universal Brotherhood) સ્થપાઈ શકે છે. વંશીય કે રાષ્ટ્રીય સમાજોમાં તો માત્ર તે લોકો જ સામેલ થઈ શકે છે જેઓ કોઈ ખાસ કૂળ કે પ્રદેશમાં જન્મ્યા હોય એ વર્તુળની બહારના લોકો માટે એવા સમાજના દ્વાર બંદ રહે છે. પરંતુ વિચારોની એક્તા પર રચાયેલા સિદ્ધાંતવાદી સમાજમાં એવો એક પ્રત્યેક માનવી દાખલ થઈ શકે છે જે એક વિશેષ માન્યતા અને નૈતિક નિયમને કબૂલ રાખે. રહ્યા તે લોકો જેઓ એ માન્યતા અને નિયમોને કબૂલ ન કરે તો આ સમાજ તેમને પોતાના વર્તુળમાં નથી લેતો, પરંતુ માનવ-બિરાદરી (માનવ-ભાઈચારા)ના સંબંધ તેમની સાથે કાયમ રાખવા માટે અને માનવ-અધિકારો તેઓને આપવા માટે તૈયાર છે. એ વાત સર્વવિદિત છે કે એક જ માના બે પુત્રો જો વિચારોમાં ભિન્ન હોય તો એમના જીવન માર્ગ અવશ્ય જુદા પડશે, પરંતુ એનો અર્થ એ નથી કે તેઓ એક બીજાના ભાઈ ન રહ્યા. બિલકુલ એ જ પ્રમાણે માનવ-જાતિના બે વિભાગો અથવા એક જ દેશમાં વસતા બે સમૂહો પોતાની માન્યતા તથા સિદ્ધાંતોમાં જુદા હોય તો તેમના સમાજ પણ ચોકકસ જુદા જ હશે. પરંતુ

દરેક સંજોગોમાં તેઓ વચ્ચે માનવતા તો સમાન જ રહેશે. એ જ સમાન માનવતાના આધારે વધુમાં બધુ જે હક્કો અર્થાત્ અધિકારોની કલ્પના થઈ શકે છે તો તે બધા જ હક્કો ઈસ્લામી સમાજે બિન-ઈસ્લામી સમાજો માટે માન્ય રાખ્યા છે.

ઈસ્લામી સમાજ-વ્યવસ્થાની આ મૂળ વાતને સમજી લીધા પછી હવે આપણે જોઈશું કે માનવ મેળ-મિલાપમાં વિવિધ સ્વરૂપો માટે ઈસ્લામે જે સિદ્ધાંતો અને રીતો નિશ્ચિત કરી છે તે કઈ છે.

માનવ-સમાજનું સર્વ પ્રથમ અને મૂળ અંગ (Institution) કુટુંબ છે, કુટુંબની શરૂઆત એક પુરુષ અને એક સ્ત્રીના મેળાપથી થાય છે. આ મિલનથી એક નવી પેઢી અસ્તિત્વમાં આવે છે. પછી એમાંથી સગપણ, કુટુંબ, સમાજ અને બિરાદરીના બીજા સંબંધો જન્મે છે; અને છેવટે આ જ વસ્તુ વિસ્તાર પામીને એક વિસ્તૃત સમાજનું રૂપ ધારણ કરે છે. વળી કુટુંબ જ તે અંગ છે જેમાં એક પેઢી આવનાર પેઢીને માનવી સંસ્કૃતિની વિસ્તૃત સેવાના કાર્યને સંભાળી લેવા માટે અત્યંત પ્રેમ, સહૃદયતા અને શુભેચ્છાપૂર્વક તૈયાર કરે છે. આ કુટુંબરૂપી સંસ્થા (Institution) માનવ-સંસ્કૃતિની સંભાળ તેમજ ઉન્નતિ માટે માત્ર કાર્યકરો જ તૈયાર નથી કરતી બલ્કે એના કાર્યકરો હૃદયથી ઇચ્છે છે કે એમના સ્થાને આવનાર એમના પોતાના કરતાં વધુ સારા હોય. આ રીતે જોતાં એ એક સત્ય હકીકત છે કે કુટુંબ માનવ-સંસ્કૃતિનું મૂળ છે અને એ મૂળ અર્થાત્ પાયાની સ્વસ્થતા, સ્થિરતા અને શક્તિ ઉપર જ સંસ્કૃતિની સ્વસ્થતા, સ્થિરતા અને શક્તિનો આધાર છે. આ જ કારણે ઈસ્લામ સામાજિક પ્રશ્નોમાં સૌથી પહેલાં એ જ વાત ઉપર ધ્યાન કેન્દ્રિત કરે છે કે માનવ-સમાજના આ અતિ મહત્ત્વના અંગ કુટુંબની સારામાં સારા પાયા (સિદ્ધાંતો) પર રચના કરવામાં આવે છે.

ઈસ્લામની નજરે પુરુષ અને સ્ત્રીના સંબંધનું ખરૂં સ્વરૂપ તે જ છે જેની સાથે સામાજિક જવાબદારીઓ માન્ય રાખવામાં આવી હોય અને જેના પરિણામે કુટુંબનો પાયો નંખાય. સ્ત્રી-પુરુષના સ્વચ્છંદી અને બિન જવાબદારીભર્યા સંબંધને તે (ઈસ્લામ) માત્ર મનોરંજન કે ધારણ મિત્રતા સમજીને તે તરફથી આંખ આડા કાન નથી કરતો પરંતુ ઈસ્લામની દૃષ્ટિએ એ (સંબંધો) માનવ-સંસ્કૃતિનું નિકંદન કાઢનાર અવાંછનીય કૃત્ય છે. તેથી ઈસ્લામ એવા સંબંધને હરામ અને કાનૂની ગુનો ઠરાવે છે. એના માટે સખત સજાનો પ્રબંધ કરે છે જેથી સમાજમાં એવા સંસ્કૃતિ-વિનાશક સંબંધો ફેલાવા ન પામે. ઈસ્લામ સમાજને એવા બધા જ કારણો કે તત્ત્વોથી પવિત્ર કરી દેવા માંગે છે જે એવા બિન-જવાબદાર સંબંધ માટે ઉશ્કેરતાં હોય, તે તરફ આકર્ષતા હોય અથવા એને શક્ય બનાવતા હોય.

પર્દાના હુકમો, સ્ત્રીઓ અને પુરુષોના સ્વતંત્ર રીતે હળવા-મળવા પર પ્રતિબંધ, ગંભીર તેમજ (વિશેષ પ્રકારની) ચિત્રકથા પર પાબંદી અને સ્વચ્છંદતાના

ફેલાવા પર રોકટોક આ બધું એ બૂરાઈને અટકાવવા ખાતર જ છે અને એનો કેન્દ્રિય હેતુ કૌટુંબિક સંબંધોને જાળવી રાખવાનો તેમજ તેમને વધુ મજબૂત બનાવવાનો છે. બીજી તરફ જવાબદાર સંબંધો અર્થાત્ નિકાહ (લગ્ન)ને ઇસ્લામ માત્ર યોગ્ય કાર્ય નથી ગણતો પરંતુ તેને નેકી, સવાબ (પુણ્ય) અને ઇબાદત ગણે છે. પુખ્તવયે પહોંચ્યા પછી સ્ત્રી-પુરુષના બ્રહ્મચર્ય પાળવાને ના-પસંદ કરે છે. નવયુવાનને એ પ્રેરણા આપે છે કે સંસ્કૃતિની જે જવાબદારીઓ એના મા-બાપે ઉપાડી હતી, વખત આવતાં એ જવાબદારીઓ એ પોતે ઉપાડે. હબાનિયત (વિયોગવૃત્તિ)ને ઇસ્લામ ભલું કાર્ય નથી ગણતો પરંતુ અલ્લાહની કુદરતના કાનૂન વિરુદ્ધ અયોગ્ય રીતે ઘડી કાઢેલું સ્વચ્છંદકાર્ય લેખે છે. વળી ઇસ્લામ એવા બધા જ રીત-રિવાજોને પણ ઘણાં ના-પસંદ કરે છે જેના કારણે વિવાહ એક અઘરૂં કાર્ય બની જાય. એની ઇચ્છા એ છે કે સમાજમાં લગ્ન એક સહેલામાં સહેલું અને વ્યભિચાર એક અઘરામાં અઘરૂં કાર્ય હોવું જોઈએ. એવું ન હોવું જોઈએ કે વ્યભિચાર તો સહેલું હોય અને નિકાહ (લગ્ન) વધુ મુશ્કેલ હોય. આ જ કારણે ઇસ્લામે અમુક સગપણોને હરામ ઠેરવ્યા બાદ નિકટ કે દૂરના બધા સંબંધીઓમાં લગ્નની છૂટ આપી છે.

જમાઅત-બિરાદરી ભેદભાવો દૂર કરીને બધા જ મુસલમાનો એક-બીજાની શાદી-વિવાહની પૂરી પરવાનગી આપવામાં આવી છે. મહેર તથા દહેજ એટલા ઓછા રાખવાનો હુકમ કર્યો છે કે બન્ને તેને સહેલાઈથી અદા કરી શકે. વળી નિકાહની ક્રિયા પૂરી કરવા માટે કોઈ કાઝી, પંડિત પુરોહિત કે રજિસ્ટ્રેશન કોઈની આવશ્યકતા નથી. ઈસ્લામી સમાજમાં વિવાહ એક એવું સાદું અને સરળ કાર્ય છે કે તે ગમે તે ઠેકાણે બે સાક્ષીઓ સમક્ષ પુખ્ત વયના સ્ત્રી-પુરુષની સંમતિથી પૂરૂં થઈ શકે છે પરંતુ એ જરૂરી છે કે સંમતિ અને કબૂલાત છૂપી ન હોય બલ્કે વસ્તીમાં એલાન સાથે કરવામાં આવે.

ઈસ્લામે કુટુંબમાં પુરુષને વહીવટકર્તાનું સ્થાન આપ્યું છે જેથી તે પોતાના ઘરમાં શિસ્ત જાળવી રાખે. પત્નીને પતિની, એના ઓલાદને પોતાના મા અને બાપ બન્નેની તાબેદારી તથા સેવાનો હુકમ કરવામાં આવ્યો છે. કુટંબમાં કોઈ એવી પાંગળી વ્યવસ્થાને ઈસ્લામ પસંદ નથી કરતો જેમાં શિસ્ત ન હોય અને ઘરવાળાઓના ચાલ-ચલણને ઠીક રાખવા માટે કોઈ જવાબદાર ન હોય. અને ઈસ્લામની દૃષ્ટિએ એ જવાબદારી માટે કુટુંબનો પિતા જ પ્રાકૃતિક રીતે યોગ્ય છે. પરંતુ એનો અર્થ એ નથી કે પુરુષને ઘરનો એક જાલિમ સર્વસત્તાધીશ બનાવી દેવામાં આવે અને સ્ત્રીને એક લાચાર ગુલામડી બનાવીને તેના હવાલે કરી દેવામાં આવી હોય. ઈસ્લામની નજરે દાંપત્ય-જીવનનો અસલ આત્મા પ્રેમ તથા રહમત (આશીર્વાદ) છે. જો સ્ત્રીની ફરજ પતિની તાબેદારી છે તો પુરુષની પણ એ ફરજ છે કે તે પોતાના અધિકારોનો ઉપયોગ સુધારણા માટે કરે ન કે વધુ સખતાઈ માટે.

ઈસ્લામ એક લગ્ન-સંબંધને ત્યાં સુધી જ કાયમ રાખવા માંગે છે જ્યાં સુધી

તેમાં પ્રેમની મિઠાશ અથવા ઓછામાં ઓછું સહૃદયતાની શકયતા બાકી હોય. જ્યાં એની શકયતા બાકી ન હોય ત્યાં એ પુરુષને તલાકનો અને સ્ત્રીને ખુલઅ (છૂટાછેડા લેવાનો) અધિકાર આપે છે અને અમુક સંજોગોમાં ઈસ્લામી અદાલતને એ સત્તા આપે છે કે તે એવા સંબંધને તોડી નાખે જે સુખને ઠેકાણે દુઃખરૂપ બની ગયા હોય.

કુટુંબના વર્તુળ બહાર સૌથી નજીકના સંબંધ સગાં-સ્નેહીઓ સાથે હોય છે જેનું વર્તુળ ખાસ મોટું છે. જે લોકો માતા-પિતાના, ભાઈ અથવા બહેનના કે સાસરિયાના સંબંધથી જોડાયેલા હોય તેમને ઈસ્લામ એક-બીજાના હમદર્દ, મદદગાર અને સુખ-દુઃખના સાથી તરીકે જોવા ઇચ્છે છે. કુર્આનમાં ઠેક-ઠેકાણે "ઝવિલકુર્બા" અર્થાત્ સગાં-વહાલાઓ સાથે સદ્વર્તનનો હુકમ કરવામાં આવ્યો છે. હદીસમાં સિલા-રહમી અર્થાત્ દયાભાવની વારંવાર તાકીદ કરવામાં આવી છે અને એને મોટી ભલાઈ ગણવામાં આવી છે. ઈસ્લામ એવા માણસને ખૂબ ના-પસંદ કરે છે જે પોતાના સંબંધીઓ સાથે ખરાબ વહેવાર રાખે. પરંતુ એનો અર્થ એ પણ નથી કે સગાં-વહાલાઓની અયોગ્ય તરફેણ કરે એને પણ ઈસ્લામી કાર્ય કહી શકાય. પોતાના કુટુંબ-કબીલાની એવી તરફેણ કરવી જે સત્યથી વિરુદ્ધ હોય ઈસ્લામની નજરે જાહિલિયત (અજ્ઞાનતા) છે. એ જ પ્રમાણે જો કોઈ સરકારી અધિકારી પ્રજાના પોતાના સંબંધીઓને પાળવા-પોષવા માટે અથવા પોતાના ફેંસલામાં પોતાના સગાઓને અયોગ્ય છૂટછાટો આપવા લાગે તો એ પણ કોઈ ઈસ્લામી કૃત્ય નથી પરંતુ એક શૈતાની હરકત છે. ઈસ્લામ જે 'સિલા રહમી' એટલે કે દયાભાવનો હુકમ આપે છે તે પોતાની જાતથી થવી જોઈએ અને સત્ય તેમજ ન્યાયની હદમાં હોવી જોઈએ.

સગા-વહાલાઓ પછી નિકટનો સંબંધ પાડોશીનો હોય છે. કુર્આન અનુસાર પાડોશીઓના ત્રણ પ્રકાર છે : સંબંધી પાડોશી, બીજો પારકો (જે સગો ન હોય તે) પાડોશી અને ત્રીજો તે હંગામી અથવા Temporary(ટૂંક સમયનો) પાડોશી જેની પાસે બેસવાનો કે સાથે ચાલવાનો (કે મુસાફરી કરવાનો) અવસર આવે. ઈસ્લામી આજ્ઞા અનુસાર આ બધા પાડોશીઓ મિત્રતા, સહાનુભૂતિ અને સદ્વર્તનના હક્કદાર છે.

રસૂલ સ.અ.વ. ફરમાવે છે : "મને પાડોશીઓના હક્કોની એટલી તાકીદ કરવામાં આવી છે કે હું ધારવા લાગ્યો કે હવે કદાચ તેમને વારસામાં પણ ભાગીદાર બનાવી દેવામાં આવશે."

એક હદીસ છે કે આપ સ.અ.વ.એ ફરમાવ્યું : "તે માણસ મો'મિન નથી જેની ખરાબ વર્તણૂકના કારણે તેના પાડોશીને શાંતિ ન મળે."

એક હદીસમાં આપ સ.અ.વ.નું ફરમાન છે : " તે માણસમાં ઈમાન નથી જે પોતે પેટ ભરીને ખાઈ લે પરંતુ તેની બાજુમાં તેનો પાડોશી ભૂખ્યો રહી જાય."

એકવાર આંહઝરત સ.અ.વ.ને અરજ કરવામાં આવી કે એક સ્ત્રી ઘણી નમાઝો

પઢે છે અને રોઝા પણ રાખે છે, પરંતુ તેની ભૂંડી ભાષાના કારણે તેના પાડોશીઓ હેરાન રહે છે. આપ સ.અ.વ.એ ફરમાવ્યું કે તે દોઝખી (નર્કમાં જનાર) છે. લોકોએ ફરી અરજ કરી કે એક બીજી સ્ત્રી છે જેનામાં ઉપર્યુક્ત ખરાબીઓ તો નથી પરંતુ તેના કારણે તેના પડોશીઓને કોઈ અડચણ નથી. હુઝૂર સ.અ.વ.એ ફરમાવ્યું કે તે જન્નતી છે.

નબીએ કરીમ સ.અ.વ.એ લોકોને એટલે સુધી તાકીદ ફરમાવી હતી કે જો તમે પોતાના બચ્ચાઓ માટે ફળ લાવો તો પાડોશીના ઘરે પણ મોકલાવો, અગર એમ ન કરી શકો તો તે ફળોના છોતરા બહાર ફેંકો નહિં જેથી ગરીબ પાડોશીનું મન ન દુભાય. એક વેળા આપ સ.અ.વ.એ ફરમાવ્યું કે "જો તારા પાડોશીઓ તને સારો કહે છે તો તું ખરેખર સારો માણસ છે અને જો પાડોશીઓનો અભિપ્રાય તારા વિષે ખરાબ છે તો તું ખરાબ માણસ છે." સાર એ છે કે ઇસ્લામ તે બધા જ માનવીઓને જે એક-બીજાના પાડોશી હોય પરસ્પર સહાનુભૂતિવાળા, મદદગાર અને સુખ-દુઃખના સાથી જોવા માગે છે. તેમની વચ્ચે એવા સંબંધો કાયમ કરવા ઇચ્છે છે કે તેઓ બધા એક-બીજા પર વિશ્વાસ મૂકે અને એક-બીજાની પાડોશમાં પોતાના જાન, માલ અને આબરૂને ભયમુક્ત સમજે. એથી વિરુદ્ધ એવી સમાજ-વ્યવસ્થાને કે જેમાં એક જ દીવાલની બે બાજુએ રહેનારા માનવીઓ વરસો સુધી એક-બીજાથી અજાણ રહે અને એક મહોલ્લા (Street)માં રહેનારાઓ વચ્ચે કોઈ પ્રકારના મેળ-મેળાપ, સહાનુભૂતિ અથવા વિશ્વાસ ન હોય તો **એવી વ્યવસ્થા કદી "ઇસ્લામી સમાજ વ્યવસ્થા હોઈ શકતી નથી."**

આ નજીકના સંબંધો પછી વ્યવહારનું તે વિશાળ વર્તુળ આપણી સમક્ષ આવે છે જે આખા સમાજમાં વિસ્તરેલું છે. આ વર્તુળમાં ઇસ્લામ આપણા સામૂહિક જીવનને જે મોટા સિદ્ધાંતો પર કાયમ કરે છે તે ટૂંકમાં આ મુજબ છે :

ભલાઈ અને પરહેઝગારીના કામોમાં એક-બીજાનો સાથ આપો અને બૂરાઈ અને અત્યાચાર અર્થાત્ અતિશયોક્તિના હદ વટાવતા કાર્યોમાં સાથ ન આપો. (કુર્આન)

તમારી મિત્રતા અને દુશ્મનાવટ ખુદાની કૃપા માટે હોવી જોઈએ. જે કાંઈ આપો તે એટલા માટે આપો કે ખુદા એનું આપવું પસંદ કરે છે અને જે કાંઈ અટકાવો તે એટલા માટે અટકાવો કે ખુદાને એનું આપવું પસંદ નથી. (હદીસ)

તમે તે સર્વ શ્રેષ્ઠ ઉમ્મત છો જે જગત-જનોની ભલાઈ માટે સર્જવામાં આવી છે. તમારૂં કાર્ય ભલાઈનો હુકમ કરવાનું અને બૂરાઈને અટકાવવાનું છે. (કુર્આન)

પરસ્પર બદગુમાની (ખોટી ધારણાઓ) ન કરો. એક-બીજાના કાર્યો અને અંગત બાબતો વિષે જિજ્ઞાસા ન દાખવો. પરસ્પર ઘૃણા ન જન્માવો. આપસમાં અદેખાઈ અને વેર-ઝેરથી બચો. એક-બીજાના ભાઈ બનીને રહો. (હદીસ)

જાણવા છતાં કોઈ અન્યાયીનો સાથ ન આપો. (હદીસ)

પોતાની કોમની અયોગ્ય તરફદારી કરવી એવું છે જાણે તમારૂં ઊંટ કૂવામાં

પડવા લાગ્યું તો તમે તેની પૂંછડી પકડીને કૂવામાં જઈ પડયા. (હદીસ)

બીજાઓ માટે પણ તે જ પસંદ કરો જે તમે પોતાના માટે પસંદ કરો છો. (હદીસ)

## ૪. ઇસ્લામની આર્થિક-વ્યવસ્થા

માણસના અર્થતંત્રને ન્યાય તથા સચ્ચાઈ પર કાયમ રાખવા માટે ઈસ્લામે અમુક સિદ્ધાંતો તેમજ સીમાઓ નક્કી કરી દીધી છે જેથી ધનની ઉત્પત્તિ, ઉપયોગ તેમજ ફેલાવાનું આખું તંત્ર તે હદોની અંદર જ રહે જે એના માટે નક્કી કરી દેવામાં આવી છે. ધનની ઉત્પત્તિ અને ભ્રમણના પ્રકાર કયા હોય એની સાથે ઈસ્લામ વિવાદમાં નથી પડતો. એ વસ્તુઓ તો વિવિધ જમાનાઓમાં સંસ્કૃતિની પ્રગતિ સાથે બદલાતી રહે છે અને સંજોગો તથા માનવીય જરૂરિયાતો મુજબ સ્વયં નિશ્ચિત થઈ જાય છે. ઈસ્લામ જે કંઈ ઇચ્છે છે તે એ છે કે માણસનું અર્થતંત્ર ગમે તે પ્રકારનું રૂપ ધારણ કરે પરંતુ આ (ઈસ્લામે નિર્ધારિત કરેલા સિદ્ધાંતો) હંમેશાં કાયમ રહે અને એણે નક્કી કરેલી હદોની ફરજિયાત રીતે પાબંદી કરવામાં આવે.

**આજીવિકા કમાવવાના ભૌતિક અધિકારોઃ**

ઈસ્લામી દૃષ્ટિકોણ અનુસાર જમીન અને તેની બધી જ વસ્તુઓ ખુદાએ માનવજાતિ માટે બનાવી છે. એટલે માણસનો એ જન્મસિદ્ધ હક્ક છે કે તે દુનિયામાં પોતાની આજીવિકા મેળવવા પ્રયત્ન કરે અને એ હક્ક અર્થાત્ અધિકારમાં બધા જ માનવો સરખી રીતે ભાગીદાર છે. કોઈનાથી પણ એના હક્ક ઝૂંટવી ન શકાય અને કોઈને એ બાબતમાં બીજા ઉપર સરસાઈ પણ ન આપી શકાય. કોઈ વ્યક્તિ કે કુટુંબ અથવા વર્ગ પર શરીઅત (કાયદા) વડે એવો પ્રતિબંધ ન મૂકી શકાય જેના વડે તે વ્યક્તિ કે સમૂહ ધંધાના દ્વાર તેમના માટે બંધ કરી દેવામાં આવે. એ જ પ્રમાણે એવા વિશેષાધિકારો (Privileges) પણ શરીઅત મુજબ કાયમ નથી થઈ શકતા જેના કારણે આજીવિકા કમાવવા અમુક માર્ગ કે સાધનો કોઈ વર્ગ, વર્ણ કે કુટુંબના ઈજારા (Monopoly) બની જાય. ખુદાની બનાવેલી જમીન પર એના જ પેદા કરેલા રોજીના સાધનોમાંથી પોતાનો ભાગ મેળવવાનો પ્રયત્ન કરવો એ બધા જ માનવોનો સમાન હક્ક છે, અને એ પ્રયત્ન માટેના માર્ગો બધા માટે સમાન રીતે ખુલ્લા હોવા જોઈએ.

**ગેરમિલ્કતી અધિકારોઃ**

કુદરતની જે ને'મતો (ભેટ) તૈયાર કરવા અથવા ઉપયોગી બનાવવામાં કોઈ વ્યક્તિ વિશેષની મહેનત અથવા યોગ્યતાએ ભાગ ન ભજવ્યો હોય એવી પ્રત્યેક વસ્તુ પર બધા જ માનવોનો હક્ક છે. દરેક માણસ પોતાની જરૂરિયાત મુજબ તેનાથી લાભ ઉઠાવી શકે છે. નદી-નાળાના પાણી, જંગલના લાકડા, કુદરતી ઝાડના ફળ, આપમેળે ઊગી નીકળતો ઘાસ-ચારો, હવા, પાણી, જંગલી જાનવરો, પૃથ્વીપટ પર ખુલ્લી પડેલી

ખાણો, આવી વસ્તુઓ પર કોઈની ઈજારાદારી (Monopoly) કાયમ નથી થઈ શકતી અને એવા પ્રતિબંધ પણ ન મૂકી શકાય જેના કારણે ખુદાના બંદાઓ (તમામ માનવો) કંઈ આપ્યા વિના એનાથી લાભ ન ઉઠાવી શકે. હા, જે લોકો વેપારી ધોરણો પર મોટા પ્રમાણમાં એમનો ઉપયોગ કરવા ઈચ્છતા હોય તેમના પર વેરો લગાવી શકાય છે.

**ઉપયોગિતાનો કાયદો:**

ખુદાએ જે વસ્તુઓ માણસના ફાયદા માટે બનાવી છે તેમને પડતર રાખવું યોગ્ય નથી. કાં તો એમનાથી પોતે લાભ ઉઠાવો અથવા છોડી દો જેથી બીજાઓ લાભ ઉઠાવી શકે. આ જ સિદ્ધાંત મુજબ ઈસ્લામી કાનૂન એ ફેંસલો કરે છે કે કોઈ માણસ પોતાની જમીનને ત્રણ વર્ષ કરતાં વધુ મુદત સુધી પડતર અવસ્થામાં રાખી નથી શકતો. જો માણસ એની જમીનને મકાન અથવા બીજા કોઈ ઉપયોગમાં ન લાવે, તો ત્રણ વર્ષ વીતી ગયા પછી એ છોડી મૂકેલ જમીન ગણાશે. જો બીજો માણસ એનો ઉપયોગ કરે તો તેના પર દાવો નહિં થઈ શકે અને ઈસ્લામી હકૂમતને પણ એ અધિકાર રહેશે કે તે જમીન કોઈના હવાલે કરી દે.

**માલિકીના અધિકારનું ધોરણ:**

જે માણસ કુદરતના ખજાનામાંથી પોતે સીધી રીતે (Directly) કોઈ વસ્તુ લે અને બનાવે તો તે એ વસ્તુનો માલિક છે. દાખલા તરીકે, કોઈ માણસ વણખેડાયેલી જમીનને પોતાના કબ્જામાં લઈ લે અને તેનો ઉપયોગ કોઈ લાભદાયી કાર્ય માટે કરવા લાગે તો તેને તેના કબ્જામાંથી ઝૂંટવી નહિં શકાય. ઈસ્લામી દષ્ટિકોણ અનુસાર દુનિયામાં બધી મિલ્કતના અધિકારની શરૂઆત એ રીતે થઈ કે સર્વ પ્રથમ જ્યારે પૃથ્વીપટ પર માણસનો વસવાટ શરૂ થયો ત્યારે દરેક વસ્તુઓ બધા જ માણસોને ઉપયોગ કરવાની છૂટ હતી. પછી જેમ જેમ માણસે એવી જાહેર માલિકીની વસ્તુઓ પોતાના કબ્જામાં લીધી અને તેને કોઈ રીતે ઉપયોગી બનાવી લીધી તો તે એ વસ્તુનો માલિક બની ગયો અર્થાત્ તેને એ અધિકાર પ્રાપ્ત થઈ ગયો કે તે વસ્તુના ઉપયોગને પોતાના માટે ખાસ કરી લે. જો બીજો કોઈ તેનો ઉપયોગ કરવા ઈચ્છે તો તેની પાસે વળતર અથવા કિંમત લે. આ વસ્તુ (સિદ્ધાંત) માણસના બધા જ આર્થિક મામલાઓનું પ્રાકૃતિક અર્થાત્ કુદરતી મૂળ છે અને એ પાયાનો સિદ્ધાંત હંમેશાં પોતાના સ્થાને કાયમ રહેવો જોઈએ.

**માલિકીના અધિકારનું રક્ષણ:**

યોગ્ય શરઈ (કાનૂની) રીતે જો કોઈ હક્કો પ્રાપ્ત કરે તો એ હક્કોનું રક્ષણ થવું જોઈએ. કોઈ પ્રકારનો મતભેદ જો થઈ શકે છે તો તે એ વિષે થઈ શકે છે કે અમુક મિલ્કત શરીઅતની દષ્ટિએ જાઇઝ (યોગ્ય) છે કે નહિં. જે મિલ્કતો શરીઅતના ધોરણે નાજાઇઝ (અયોગ્ય) હોય તો તે બેશક નાબૂદ થવી જોઈએ; પરંતુ જે મિલ્કતો શરઈ રીતે યોગ્ય હોય તો કોઈ સરકાર કે ધારાસભાને એ અધિકાર નથી કે તે એ (મિલ્કતને)

ઝૂંટવી લે અથવા એના માલિકોના શરઈ હક્કોમાં કોઈ પ્રકારની વધઘટ કરે. સામૂહિક ભલાઈ કે ઉન્નતિનું નામ લઈ કોઈ એવી વ્યવસ્થા સ્થાપિત ન કરી શકાય જે શરીઅતે આપેલા હક્કોને પાયમાલ (બરબાદ) કરતી હોય. સામૂહિક ભલાઈ ખાતર વ્યક્તિની મિલ્કત પર જે મર્યાદાઓ (Restrictions) શરીઅતે જાતે જ લગાવી દીધી તેમાં કમી કરવી જેટલો અન્યાય છે તેટલો જ મોટો અન્યાય તેમાં વધારો કરવામાં પણ છે. ઇસ્લામી રાજયની ફરજોમાંની એક એ પણ છે કે તે વ્યક્તિઓના શરઈ હક્કોનું રક્ષણ કરે અને તેઓ (વ્યક્તિઓ) પાસેથી જમાઅત કે સમાજના તે સામૂહિક હક્ક વસૂલ કરે જે શરીઅતે તેઓ પર નક્કી કર્યા છે.

**અબાધિત ન્યાયી હરીફાઈ:**

ખુદાએ પોતાની વહેંચણીમાં સરખાપણું નથી રાખ્યું, પરંતુ પોતાની હિકમત મુજબ અમુક માણસોને અમુક માણસો પર સરસાઈ આપી છે. સૌંદર્ય, અવાજની મોહકતા, તંદુરસ્તી, શારીરિક શક્તિઓ, માનસિક યોગ્યતાઓ, જન્મ સમયનું વાતાવરણ તથા એ જ પ્રકારની બીજી વસ્તુઓ બધા માનવોને સરખે ભાગે નથી મળી. એ જ હાલત રોજી અર્થાત્ આજીવિકાની પણ છે. ખુદાએ બનાવેલી પ્રકૃતિ જ એ ઇચ્છે છે કે માનવો વચ્ચે રોજીમાં તફાવત હોય. આ કારણે એ બધા જ ઉપાયો ઈસ્લામી દૃષ્ટિકોણ મુજબ હેતુ તેમજ સિદ્ધાંત બન્નેમાં ભૂલ ભરેલા છે જે માનવો વચ્ચે કૃત્રિમ આર્થિક સમાનતા કાયમ કરવા માટે ધારણ કરવામાં આવે. ઈસ્લામ જે સમાનતામાં માને છે તે રોજીની સમાનતા નથી પણ રોજી કમાવવાના પ્રયત્નોની તકોમાં સમાનતા છે. ઈસ્લામ ઈચ્છે છે કે સમાજ (Society) માં એવી કાનૂની કે રિવાજી રુકાવટો બાકી ન રહે જેના કારણે કોઈ માણસ પોતાની શક્તિ અને લાયકાત મુજબ રોજી કમાવવાના પ્રયત્ન ન કરી શકતો હોય. વળી ઈસ્લામ એવા ભેદભાવો પણ દૂર કરવા માગે છે જે (ભેદભાવો) અમુક વર્ગ, વંશ કે કુટુંબના જન્મથી સદ્ભાગ્યને હંમેશ માટે કાનૂની રક્ષણમાં લઈ લે.

ઉપર્યુક્ત બન્ને રીતો કુદરતી અસમાનતાને ઠેકાણે બળજબરીપૂર્વક એક પ્રકારની બનાવટી અસમાનતા સ્થાપે છે. તેથી ઈસ્લામ એ રીતોને દૂર કરી સમાજના અર્થતંત્ર એવી પ્રાકૃતિક (કુદરતી) હાલતમાં લઈ આવવા માગે છે જે (સ્થિતિ)માં પ્રત્યેક માણસને પ્રયત્નો કરવાના મોકા કે માર્ગ ખુલ્લા હોય. પરંતુ જે લોકો એવું ઇચ્છે છે કે પ્રયત્નો, સાધનો અને પરિણામોમાં પણ બધાંને બળપૂર્વક સરખા કરી દેવામાં આવે તો તેમની સાથે ઈસ્લામ સંમત નથી કારણ કે તેઓ કુદરતી અસમાનતાને કૃત્રિમ સમાનતામાં ફેરવી નાખવા ઇચ્છે છે પ્રકૃતિથી તે જ વ્યવસ્થા વધુ મેળ ખાય છે જે (વ્યવસ્થા)માં પ્રત્યેક માણસ આર્થિક ક્ષેત્રમાં પોતાના પ્રયાસોની શરૂઆત તે જ સ્થળે અને તે જ સ્થિતિમાં કરે જ્યાં અને જેમાં ખુદાએ તેને પેદા કર્યો છે. જે મોટર લઈને આવ્યો છે તે મોટરમાં જ ચાલે, જે માત્ર બે પગ લઈને આવ્યો છે તે પગે જ ચાલે અને જે લંગડો પેદા

થયો છે તે લંગડાઈને જ ચાલવાનો આરંભ કરી દે. સમાજનો કાનૂન ન તો એવો હોવો જોઈએ કે તે મોટર પર મોટરવાળાનો જ હંમેશનો ઇજારો (Monopoly) કાયમ કરી દે અને ન તો એ (કાનૂન) એવો હોવો જોઈએ કે તે જબરદસ્તી બધાંની દોડ એક જ જગ્યા અને એક જ પરિસ્થિતિમાં શરૂ કરાવે અને ઠેઠ સુધી બધાંને ફરજિયાત રીતે એકબીજા સાથે બાંધી રાખે. એથી ઊલટું, કાયદાઓ એવા હોવા જોઈએ કે એ બાબતની પૂરી શકયતા રહે કે જે વ્યક્તિએ પોતાની દોડ લંગડાઈને શરૂ કરી હતી તે જો પોતાની મહેનત અને યોગ્યતાથી મોટર મેળવી શકતો હોય તો જરૂર મેળવે અને જે શરૂમાં મોટર લઈને મેદાને પડયો હતો તો તે જો પાછળથી પોતાની નાલાયકીના કારણે લંગડાઈને પાછળ રહી જાય તો રહી જાય.

**ઘર્ષણને બદલે સહકાર:**

ઈસ્લામ માત્ર એટલું જ નથી ઈચ્છતો કે સામૂહિક જીવનમાં આ આર્થિક દોડ (હરીફાઈ) સ્વતંત્ર અને રોક-ટોક વગરની હોય. પરંતુ તે એ પણ ઈચ્છે છે કે આ ક્ષેત્રમાં દોડનારા માનવીઓ એકબીજા પ્રત્યે નિર્દય અને નિર્દયી ન હોય પરંતુ હમદર્દ અને મદદગાર હોય. તે એક તરફ પોતાના નૈતિક (Moral) શિક્ષણ વડે લોકોમાં એ ભાવના પેદા કરે છે કે તેઓ પોતાના ગરીબ તેમજ પાછળ રહી ગયેલા ભાઈઓને આશરે અને બીજી તરફ એ માગણી કરે છે કે સમાજમાં એક કાયમી વ્યવસ્થા (Permanent Institution)મોજૂદ રહે જે અશક્ત અને નિ:સહાય લોકોની મદદની જામિન (બાંયધરી આપનાર) હોય. જે લોકો આર્થિક ક્ષેત્રમાં ભાગ લેવા લાયક ન હોય તેઓ ત્યાંથી પોતાનો ભાગ મેળવે, જે લોકો સંજોગોવશાત્ આ હરીફાઈમાં હેઠા પડી ગયા હોય તેઓને તે (વ્યવસ્થા) ઊંચકીને ફરી ચાલવા લાયક બનાવી દે; અને જે લોકોને એ ક્ષેત્રમાં ઊતરવા માટે સહકારની જરૂર હોય તેઓને ત્યાંથી સહારો મળે, આ હેતુ માટે ઈસ્લામે કાનૂની રીતે એ નક્કી કર્યું છે કે દેશના બધા એકત્ર થયેલા ધન પર વાર્ષિક અઢી ટકા 'ઝકાત' વસૂલ કરવામાં આવે; બધી ઉશ્રી-જમીનોની કૃષિ પેદાશના દશ ટકા કે પાંચ ટકા લેવામાં આવે; અમુક ખનિજ પેદાવારનો વીસ ટકા ભાગ મેળવવામાં આવે; જાનવરોની અમુક ખાસ સંખ્યા ઉપર પણ અમુક પ્રમાણસર વાર્ષિક 'ઝકાત' લેવામાં આવે અને એ બધી મૂડી ગરીબો, અનાથો અને મોહતાજોની મદદ માટે વાપરવામાં આવે. આ એક નવી સામૂહિક વીમા યોજના (Collective Insurance) છે જેની હેઠળ ઈસ્લામી સમાજમાં કોઈ પણ વ્યક્તિ જીવનની અનિવાર્ય જરૂરિયાતોથી કદી વંચિત નથી રહી શકતી. કોઈ મજૂર માણસ કદી એટલો બધો લાચાર નથી થઈ શકતો કે તેને ભૂખે મરવાની બીકે સેવાની તે જ શરતો મંજૂર કરવી પડે જે કારખાનાનો માલિક કે જમીનદાર મૂકતો હોય. કોઈ પણ માણસની શક્તિ કદી તે લઘુત્તમ ધોરણથી ઓછી નથી થઈ શકતી જે આર્થિક ક્ષેત્રમાં પ્રયત્નો કરવા માટે આવશ્યક હોય.

### વ્યક્તિ અને સમાજમાં સમતુલાઃ

વ્યક્તિ અને સમાજ વચ્ચે ઇસ્લામ એવું સમતોલ પણું કાયમ કરવા માગે છે જેમાં વ્યક્તિનું વ્યક્તિત્ત્વ (Individual Personality) અને તેની સ્વતંત્રતા (Individual Freedom) પણ જળવાઈ રહે અને સામુદાયિક હિત માટે એની સ્વતંત્રતા હાનિકારક પણ ન બને, બલ્કે અનિવાર્ય રીતે લાભકારક જ નીવડે. ઇસ્લામ કોઈ એવા રાજ્ય કે આર્થિક વ્યવસ્થા (Political or Economic Order)ને પસંદ નથી કરતો જે વ્યક્તિને સમૂહમાં ગુમ કરી દે અને તેના માટે તે સ્વતંત્રતા બાકી ન રાખે જે એના વ્યક્તિત્વના ખરા વિકાસ માટે આવશ્યક છે. કોઈ દેશના ઉત્પાદનના બધા જ સાધનોના રાષ્ટ્રીયકરણ (Nationalisation)નું અનિવાર્ય પરિણામ એ છે કે દેશના બધા જ માણસો સામૂહિકતા (State Control)માં જકડાઈ જાય. એવી સ્થિતિમાં એમનું વ્યક્તિત્વ જળવાઈ રહેવું અથવા વિકાસ પામવું ઘણું જ મુશ્કેલ બલ્કે અશકય છે. વ્યક્તિત્વની જાળવણી માટે જે પ્રમાણે રાજકીય અને સામાજિક સ્વતંત્રતા હોવી જરૂરી છે તે જ રીતે આર્થિક આઝાદી પણ ઘણી હદે જરૂરી છે. જો આપણે માનવતાનો તદ્દન નાશ ન કરી દેવા માગતા હોઈએ તો આપણા સામૂહિક જીવનમાં એટલો અવકાશ તો અવશ્ય રહેવો જ જોઈએ કે એક ખુદાનો બંદો પોતાની આજીવિકા સ્વતંત્રતાથી મેળવી પોતાના આત્માનું માન જાળવી શકે અને પોતાની માનસિક તથા નૈતિક શક્તિઓ પોતાની પસંદ મુજબ વિકસાવી શકે. પાંજરાના પંછીઓની જેમ દાણા-પાણીની તે વ્હેંચણી જેમાં આજીવિકાની ચાવીઓ બીજાના હાથમાં હોય, તે છૂટથી હોય તો પણ, ઇચ્છવા યોગ્ય નથી; કારણ કે એથી સ્વતંત્ર ઉડ્ડયનમાં જે કમી થઈ જાય છે તે પેટના ખાડા પૂરવાથી કદી પૂરી નથી થઈ શકતી.

જે રીતે ઇસ્લામ ઉપર્યુક્ત વ્યવસ્થાને પસંદ નથી કરતો તે જ પ્રમાણે તે એવી સામૂહિક-વ્યવસ્થાને પણ પસંદ નથી કરતો જે વ્યક્તિઓને સામાજિક અને આર્થિક બાબતોમાં નિરંકુશ આઝાદી આપી દે છે અને તેમને એવી ખુલ્લી પરવાનગી આપી દે છે કે તેઓ પોતાની ઇચ્છાઓ અથવા પોતાના લાભ ખાતર જમાઅત (સમાજ)ને ફાવે તે રીતે નુકસાન પહોંચાડે. આ બન્ને સીમાઓ (Extremes)ની વચ્ચે ઇસ્લામે મધ્યમ માર્ગ અપનાવ્યો છે તે એ છે કે પહેલાં વ્યક્તિને જમાઅત ખાતર અમુક હદો અને જવાબદારીઓનો પાબંદ બનાવવામાં આવે અને પછી તેને પોતાના મામલાઓમાં સ્વતંત્રતા આપી દેવામાં આવે. એ હદો અને જવાબદારીઓનું વિસ્તારપૂર્વક વર્ણન કરવાનો અત્યારે સમય નથી. હું અત્યારે એનો માત્ર એક આછો ચિતાર આપની સમક્ષ રજૂ કરીશ.

### કમાણીની હદ-જાઇઝ અને નાજાઇઝ આજીવિકાઃ

સૌથી પહેલાં આજીવિકા મેળવવાની વાત લઈએ. ધન કમાવવાના માર્ગોમાં ઇસ્લામે જેટલી દીર્ધ દૃષ્ટિથી જાઇઝ અને નાજાઇઝ (યોગ્ય કે અયોગ્ય)નો ભેદ રાખ્યો છે એટલી સૂક્ષ્મતાથી દુનિયાના બીજા કોઈ કાનૂને કામ નથી લીધું. તે વીણી-વીણીને એવા

બધા જ માર્ગોને હરામ ઠરાવે છે જે માર્ગો વડે એક માણસ બીજા માણસને અથવા સામૂહિક રીતે આખા સમાજને નૈતિક અથવા ભૌતિક નુકસાન પહોંચાડીને પોતાની આજીવિકા મેળવે છે. શરાબ (દારૂ) અને નશો લાવનાર વસ્તુઓનું ઉત્પાદન તથા વેપાર, બેશરમી અને નાચ-ગાનના ધંધા, જુગાર, સટ્ટો, લોટરી, વ્યાજ, બેટિંગ અને ઠગાઈ તથા ઝઘડાના સોદા, એવી વેપારી રીતો જેમાં એક પાર્ટીનો લાભ નિશ્ચિત અને બીજીનો શંકાસ્પદ હોય, જરૂરિયાતની વસ્તુઓને રોકી રાખી (સંગ્રહખોરી અથવા Hoarding) ભાવ વધારવા અને આ જ પ્રકારના બીજા તે વ્યવસાયો જે સામુદાયિક રીતે હાનિકારક છે એમને ઈસ્લામી કાનૂનમાં બિલકુલ હરામ કરી દેવામાં આવ્યા છે. આ બાબતમાં તમે ઈસ્લામના આર્થિક કાનૂનનું અધ્યયન કરો તો હરામ માર્ગોની એક લાંબી યાદી તમારી સમક્ષ આવશે અને તમે જોશો કે એમાંના જ માર્ગો વડે અત્યારના મૂડીવાદી તંત્રમાં લોકો કરોડપતિ બને છે. ઈસ્લામ એ બધા જ માર્ગોને કાનૂન વડે બંધ કરે છે અને માણસને માત્ર તે જ રીતો વડે ધન કમાવવાની સ્વતંત્રતા આપે છે જે વડે એ બીજાઓની કોઈ વાસ્તવિક અને લાભદાયી સેવા કરીને ન્યાયપૂર્વક પોતાનું વળતર મેળવે.

**ખર્ચની મર્યાદા:**

હલાલ (યોગ્ય) રીતે કમાવેલી સંપત્તિ ઉપર ઈસ્લામ માણસના માલિકી-હક્ક માન્ય રાખે છે. પરંતુ એ હક્કો પણ અમર્યાદિત નથી. ઈસ્લામ માણસને ફરજ પાડે છે કે તે પોતાની હલાલ કમાણીને પણ જાઈઝ (યોગ્ય) માર્ગે ખર્ચ કરે. ખર્ચ ઉપર તેણે એવા નિયંત્રણ મૂકી દીધાં છે કે જેથી માણસ સાફ અને પાક જીવન તો વિતાવી શકે છે પરંતુ ભોગ-વિલાસમાં દોલત ઉડાવી નથી શકતો, અને ન તો ભપકા દેખાડવામાં એટલી હદ વટાવી શકે છે કે બીજાઓ ઉપર એની ખુદાઈનો પ્રભાવ જામવા લાગે. નકામા ખર્ચના અમુક બીજા પ્રકારનું જો કે સ્પષ્ટતાથી વર્ણન કરવામાં નથી આવ્યું પરંતુ ઈસ્લામી હકૂમતને એ અધિકારો આપવામાં આવ્યા છે કે તે પોતાના રાજ્યમાં દોલતને અયોગ્ય રીતે વેડફી નાખનારાઓને તાકીદે રોકી દે.

**અંગત મિલ્કત પર સમાજનો હક્ક:**

જાઈઝ (યોગ્ય) રીતે ખર્ચ કર્યા પછી જે સંપત્તિ માણસ પાસે વધે તેને તે જમા પણ કરી શકે છે અને વધુ ધન ઉત્પન્ન કરવા માટે પણ વાપરી શકે છે પરંતુ આ બન્ને હક્કો પર માર્યાદાઓ છે. જો તે ધન જમા કરશે તો નિસાબ (એક નિશ્ચિત હદ)થી વધુ સંપત્તિ ઉપર વાર્ષિક અઢી ટકા લેખે ઝકાત આપવી પડશે. જો કારોબારમાં પોતાની મૂડી રોકવા ઇચ્છે તો માત્ર જાઈઝ (યોગ્ય) કારોબાર જ કરી શકે છે. એ જાઈઝ કારોબાર પછી ભલે તે માણસ પોતે કરે અથવા બીજા કોઈને પોતાની મૂડી રૂપિયા, જમીન અથવા સાધન-સામગ્રીના રૂપમાં આપી નફા અને નુકસાનનો ભાગીદાર બની જાય. આ બન્ને રીતો જાઈઝ (ઉચિત) છે. આ હક્કોની અંદર રહીને કામ કરતાં જો કોઈ વ્યક્તિ કરોડપતિ

બની જાય તો ઈસ્લામની દૃષ્ટિએ એમાં કાંઈ જ વાંધાજનક નથી, પરંતુ એ ખુદાનું ઈનામ છે. આમ છતાં સામૂહિક હિત ખાતર એ તેના પર બે શરતો મૂકે છે. એક એ કે તે પોતાના વેપારના માલ પર ઝકાત અને ખેતીની પેદાશ પર ઉશ્ર (દસમો ભાગ) અદા કરતો રહે, અને બીજી એ કે તે પોતાના વેપાર-ઉદ્યોગ કે ખેતીમાં જે લોકો સાથે ભાગીદારી કે મજૂરીનો વહેવાર કરે તેમની સાથે ન્યાય કરે. એ ન્યાય જો તે પોતે ન કરે તો ઈસ્લામી રાજ્ય તેને એમ કરવા મજબૂર કરી દેશે.

**વારસા-વહેંચણીનો કાનૂન:**

વળી યોગ્ય મર્યાદાઓની અંદર જે સંપત્તિ મેળવવામાં આવે તેને પણ ઈસ્લામ વધુ મુદ્દત સુધી એક જ ઠેકાણે એકત્ર થઈ જવા નથી દેતો, પરંતુ પોતાના વારસા-વહેંચણીના ફાયદા વડે એક પેઢી પછી બીજી પેઢીમાં એને ફેલાવી દે છે. આ બાબતમાં ઈસ્લામી કાનૂનો દુનિયાના બીજા બધા જ કાનૂનો કરતાં જુદા છે. બીજા કાનૂનો પ્રયત્ન કરે છે કે જે ધન એકવાર કેન્દ્રિત થઈ ગયું છે તે પેઢીઓની પેઢીઓ સુધી ત્યાં જ કેન્દ્રિત રહે. એથી ઊટલું ઈસ્લામ એવો કાનૂન બનાવે છે કે જે સંપત્તિ એક માણસે પોતાના જીવન દરમ્યાન ભેગી કરી હોય તે એના મૃત્યુ પછી તરત જ એના નજીકના સગાઓમાં વહેંચી દેવામાં આવે. જો નજીકના સગાં ન હોય તો એકઠી કરેલ દોલત દૂરના સગાઓમાં કાનૂને નક્કી કરેલા પ્રમાણમાં વહેંચી નાખવામાં આવે અને જો કોઈ દૂરનાં સંબંધી પણ ન હોય તો પછી મુસ્લિમ સમાજ તેનો હકદાર છે. આ કાનૂન કોઈ પ્રકારના મોટા મૂડીવાદી કે જમીનદારોને સદા માટે કાયમ નથી રહેવા દેતો. પાછલી બધી મર્યાદાઓ છતાં ધન કેન્દ્રિત થવાના કારણે કોઈ ખરાબી પેદા થઈ પણ જાય તો આ છેવટનો ઉપાય તેને દૂર કરી દે છે.

## ૫. આધ્યાત્મિક-વ્યવસ્થા

ઈસ્લામની રૂહાની (આત્મા સંબંધી) વ્યવસ્થા શી છે અને જીવનની પૂરી વ્યવસ્થા સાથે એનો શો સંબંધ છે ? આ પ્રશ્નને સમજવા માટે એ જરૂરી છે કે પહેલાં આપણે એ તફાવત સારી રીતે સમજી લઈએ જે રૂહાનિયત (આધ્યાત્મિકતા)ના ઈસ્લામી દૃષ્ટિકોણ અને બીજા ધર્મો અને બીજા ફિલ્સૂફીવાદોના દૃષ્ટિકોણ વચ્ચે છે. આ તફાવતનું જ્ઞાન ન હોવાને લીધે ઘણી વાર એમ બને છે કે જ્યારે આ ઈસ્લામી આધ્યાત્મિક વ્યવસ્થા પર વાતચીત થતી હોય છે ત્યારે માણસના મગજમાં આપેઆપ તે વિચારો આવવા લાગે છે જે સામાન્ય રીતે "રૂહાનિયત" (આધ્યાત્મિકતા) શબ્દ સાથે સંકળાઈ ગયા છે અને પછી આવી ગૂંચવણમાં પડી માણસ માટે ઈસ્લામી આધ્યાત્મિક-વ્યવસ્થાને સમજવું મુશ્કેલ થઈ પડે છે. જે આત્માના સર્વ વિદિત વર્તુળથી આગળ વધીને ભૌતિક તેમજ શારીરિક વર્તુળમાં પણ પ્રવેશે છે એટલું જ નહીં પરંતુ તેના પર વર્ચસ્વ જમાવવા ઈચ્છે છે.

તર્ક તેમજ ધર્મની દુનિયામાં સામાન્ય રીતે એમ માની લેવામાં આવ્યું છે કે આત્મા

(Soul) અને શરીર (Body) એ બન્ને એકબીજાના વિરોધી છે. બન્નેની માગ વિવિધ બલ્કે એકબીજાથી ઊલ્ટી છે. એકી સાથે બન્નેની પ્રગતિ શકય નથી. આત્મા માટે આ શારીરિક અને ભૌતિક જગત એક કેદખાનું છે અને આ દુન્યવી જીવનના સંબંધો તેમજ આકર્ષણો તે હાથકડીઓ અને બેડીઓ છે જેમાં રૂહ (આત્મા) જકડાઈ જાય છે. દુનિયાના કારોબાર અને વહેવાર તે કાદવ છે જેમાં ફંસાઈને આત્માનું ઉડ્ડયન ખતમ થઈ જાય છે. આ દૃષ્ટિકોણનું અનિવાર્ય પરિણામ એ આવ્યું કે રૂહાનિયત (આધ્યાત્મિકતા) અને દુનિયાદારીના માર્ગો એકબીજાથી તદ્દન અલગ થઈ ગયા. જે લોકોએ દુનિયાદારી અપનાવી તેઓ પ્રથમ પગલે જ નિરાશ થઈ ગયા કે અહીં આધ્યાત્મિકતા એમની સાથે નહીં ચાલી શકે. આ વસ્તુએ તેમને ભૌતિકવાદ (Materialism)માં ડુબાડી દીધા. સમાજ, સંસ્કૃતિ, રાજનીતિ, અર્થવ્યવસ્થા મતલબ કે દુન્યવી જીવનમાં બધા જ ભાગો રૂહાનિયત (Spiritualism)ના નૂર (પ્રકાશ)થી ખાલી થઈ ગયા અને પૃથ્વી જુલ્મ અને અન્યાયથી ભરાઈ ગઈ. બીજી તરફ જે લોકો આધ્યાત્મિકતા તરફ આકર્ષાયા તેમણે પોતાના આત્મા (Soul)ની ઉન્નતિ માટે એવા માર્ગો શોધ્યા જે દુનિયાથી બહાર ને બહાર રહીને જ જાય છે. કારણ કે એમના દૃષ્ટિકોણ મુજબ આત્માની ઉન્નતિ માટે કોઈ એવો માર્ગ શકય જ ન હતો જે દુનિયાની અંદર રહીને પસાર થતો હોય. એમના ધારવા પ્રમાણે આત્માની ઉન્નતિ માટે દેહનો ત્યાગ કરવો જરૂરી હતો. એટલે તેઓએ એવી તપસ્યાઓ, સમાધિઓ વગેરે ઘડી કાઢી જે મનેચ્છાને મારનારી, દેહને લાગણી-શૂન્ય અથવા બેકાર બનાવી દેનારી હોય, આધ્યાત્મિક કેળવણી માટે જંગલ, પર્વત અને એકાંતવાસને જ તેઓ સર્વશ્રેષ્ઠ જગ્યાઓ સમજવા લાગ્યા, જેથી સંસ્કૃતિના ધમ-ધમાટ, જ્ઞાન-ધ્યાનના કાર્યોમાં ખલેલ ન પડી શકે. આત્માની ઉન્નતિનો એમને આ સિવાય બીજો કોઈ માર્ગ શકય જ ન જણાયો કે દુનિયા અને એના કામકાજથી અલગ થઈ જાય અને તે સર્વે સંબંધો તોડી નાખે જે (સંબંધો) તેઓને ભૌતિક જગત (Material World) સાથે સાંકળે છે.

ત્યાર બાદ દેહ અને આત્માના આ વિરોધાભાસે માનવી માટે કમાલ અર્થાત્ પરિપૂર્ણતાના પણ બે જુદા જ આદર્શો પેદા કરી દીધા. એક તો જગતના જીવનનો સર્વોચ્ચ કમાલ જેનો અર્થ એ થઈ ગયો કે માણસ માત્ર ભૌતિક નેઅ્મતોથી માલામાલ થઈ જાય અને તેની અંતિમ સીમા (Climax) એ ગણાઈ કે માનવી એક સારૂં પક્ષી, સર્વશ્રેષ્ઠ મગર, એક ઉમદા ઘોડો અને એક સફળ વરૂ બની જાય, અને બીજી તરફ આધ્યાત્મિક જીવનનો કમાલ કે જેનો અર્થ એ થયો, માનવી અમુક વિચિત્ર તથા અસાધારણ (Supernatural) શક્તિઓનો માલિક બની જાય અને એની ચરમસીમા એ માનવમાં આવી કે માનવી એક સારો રેડિયો, એક શક્તિશાળી દૂરબીન અને એક નાજુક સુક્ષ્મદર્શક યંત્ર બની જાય અથવા એની દૃષ્ટિ અને એની વાણી એક પૂરા દવાખાનાની ગરજ સારવા માંડે.

આ બાબતમાં ઇસ્લામનો દૃષ્ટિકોણ જગતના બધા ધર્મો અને ફિલ્સૂફીઓ કરતાં

જુદો છે. તે કહે છે કે માનવીના આત્માને ખુદાએ જમીન ઉપર પોતાના ખલીફા (નાયબ) તરીકે નિયુકત કર્યો છે. અમુક અધિકારો, અમુક ફરજો અને અમુક જવાબદારીઓ સુપ્રત કરી છે, અને એને પૂરી કરવા માટે એક સર્વશ્રેષ્ઠ અને યોગ્ય દેહ તેને આપવામાં આવ્યો છે. આ દેહ તેને એટલા માટે જ અર્પણ કરવામાં આવ્યો છે કે તે પોતાના અધિકારોનો ઉપયોગ કરવામાં અને પોતાની સેવાઓના કાર્યમાં એનાથી કામ લે. આથી આ દેહ એ આત્માનું કેદખાનું નથી પરંતુ એનું કારખાનું છે. આત્મા જો કોઈ પ્રકારની ઉન્નતિ કરી શકે છે તો તે એ રીતે જ શકય છે કે તે એ કારખાનાના ઓજારો અને શક્તિઓનો ઉપયોગ કરી પોતાની યોગ્યતા જાહેર કરે. વળી આ દુનિયા કોઈ સજાની જગ્યા નથી કે જ્યાં માનવીનો આત્મા કોઈ પ્રકારે આવીને ફંસાઈ ગયો હોય, પરંતુ આ દુનિયા તો તે કાર્યક્ષેત્ર છે જ્યાં કામ કરવા માટે ખુદાએ તેને મોકલ્યો છે. અહીંની અસંખ્ય વસ્તુઓ એના ઉપયોગ માટે આપી દેવામાં આવી છે. અહીં બીજા ઘણા માનવીઓ એ જ ખિલાફતની ફરજ બજાવવા માટે તેની સાથે સર્જવામાં આવ્યા છે. અહીં ફિતરત અર્થાત્ પ્રકૃતિની માગ મુજબ સંસ્કૃતિ, સમાજ, અર્થ-વ્યવસ્થા, રાજ્ય વ્યવસ્થા અને જીવનના બીજા વિભાગો એના માટે ઉપસ્થિત થયા છે. અહિં જો કોઈ આધ્યાત્મિક ઉન્નતિ શકય છે તો એ જ રીતે કે એની અંદર રહીને પોતાની યોગ્યતાનું પ્રમાણ આપે. આ તેના માટે પરીક્ષાનું સ્થળ છે. જીવનનું પ્રત્યેક પાસું (Aspect) કે પ્રત્યેક વિભાગ જાણે એક પ્રશ્નપત્ર છે. ઘર, ફળિયું, મંડી, બજાર, ઓફિસ, કારખાનું, નિશાળ, કચેરી, પોલીસકચેરી, મિલિટરી કેમ્પ,પાર્લામેન્ટ, શાંતિ સંમેલન (Peace Conference) અને યુદ્ધનું મેદાન (Field of War) બધાં જ વિવિધ વિષયોના પ્રશ્નપત્રો છે તેને ઉકેલવા માટે આપવામાં આવ્યા છે. તે જો એમાંથી કોઈ પેપર પણ ન ઉકેલે અથવા મોટા ભાગના પેપરો કોરાં મૂકી દે તો પરિણામમાં શૂન્ય સિવાય બીજું શું મેળવી શકે ? સફળતા અને પ્રગતિની જો કોઈ શકયતા હોઈ શકે છે તો એ રીતે કે તે પોતાનો બધો સમય અને બધું ચિત્ત પરીક્ષા આપવામાં વાપરે અને જેટલાય વધારો પેપરો એની સમક્ષ આવે તે બધામાં કંઈ ને કંઈ કરી દેખાડે.

આ પ્રમાણે ઈસ્લામ જીવનના યોગ-ધારણના દષ્ટિકોણને રદ કરી દે છે અને માનવી માટે રૂહાની પ્રગતિનો માર્ગ દુનિયાની બહારથી નહીં પરંતુ એની અંદરથી કાઢે છે. ઈસ્લામની દષ્ટિએ રૂહ અર્થાત્ આત્માનો વિકાસ, ઉન્નતિ, પ્રગતિ અર્થાત્ વિજયનું મૂળ ક્ષેત્ર જીવનના કાર્યક્ષેત્રની બિલકુલ મધ્ય અથવા મઝધારમાં આવેલું છે એનાથી દૂર કાંઠા પર નહિં.

હવે આપણે જોવું જોઈએ કે એ (ઈસ્લામ) આપણી સમક્ષ રૂહ અર્થાત્ આત્માની પ્રગતિ કે અધોગતિનું કયું ધોરણ રજૂ કરે છે. એ પ્રશ્નનો જવાબ ઉપર્યુકત ખિલાફતમાં સમાયેલો છે. ખલીફા અર્થાત્ નાયબ હોવાની દષ્ટિએ માનવી પોતાના સમગ્ર જીવનના

બધા જ કાર્યો માટે ખુદા સમક્ષ જવાબદાર છે. તેની ફરજ એ છે કે દુનિયામાં જે અધિકારો અને સાધનો તેને આપવામાં આવ્યા છે તેમનો એ ખુદાની મરજી પ્રમાણે ઉપયોગ કરે જે યોગ્યતાઓ અને શક્તિઓ તેને અર્પણ કરવામાં આવી છે તેમનો વધુમાં વધુ ઉપયોગ ખુદાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે કરે. જે વિવિધ પ્રકારના સંબંધો વડે તેને બીજા માનવીઓ સાથે જોડી દેવામાં આવ્યો છે તે સંબંધો તેમજ વહેવારમાં એવું વલણ ધારણ કરે જે ખુદાને પસંદ છે અને એ પોતાના પ્રયત્નો તથા મહેનતને એ માર્ગમાં ખર્ચી નાખે કે જે વડે પૃથ્વી અને જીવનની વ્યવસ્થા એટલી શ્રેષ્ઠ બની જાય જેટલી શ્રેષ્ઠ એનો ખુદા જોવા ઇચ્છે છે. આ કાર્યને માણસ જવાબદારીના જેટલા વધુ ભાન સાથે તેમજ કર્તવ્ય-પરાયણતા, તાબેદારી, આજ્ઞાપાલન અને માલિકની પ્રસન્નતાની ઈચ્છા સહિત પાર પાડશે તેટલો જ તે ખુદાથી નજીક થશે અને ખુદાની નજીક થવું એ જ ઇસ્લામની દૃષ્ટિએ આધ્યાત્મિક ઉન્નતિ છે. એથી ઊલટું જેટલો એ આળસુ, કામચોર તેમજ બિનજવાબદાર, ઉદ્ધત, વિદ્રોહી અને અવજ્ઞાકારી હશે તેટલો જ એ ખુદાથી દૂર રહેશે અને ઇસ્લામની ભાષામાં ખુદાથી દૂર રહેવાનું નામ જ આધ્યાત્મિક અધોગતિ છે.

### દુનિયાદારીમાં આધ્યાત્મિકતા:

આ ચોખવટથી સ્પષ્ટ થઈ જાય છે કે ઈસ્લામી દૃષ્ટિકોણ મુજબ દીન (ધર્મ) અને દુનિયા બન્નેનું કાર્ય ક્ષેત્ર એક જ છે, કાર્યનું એક જ મેદાન છે જેમાં બન્ને કાર્ય કરશે બલ્કે દુનિયાદાર કરતાં દીનદાર (ધાર્મિક) માણસ એકાગ્રતાથી પરોવાયેલો રહેશે, મર્યાદિત વાતાવરણથી લઈને આંતરરાષ્ટ્રિય સભાઓ સુધી જીવનની જેટલીય બાબતો છે તે બધાની જવાબદારી ધાર્મિક વૃત્તિવાળો માણસ પણ દુનિયાદારની જેમ જ બલ્કે એનાથીય કંઈક આગળ વધીને પોતાના શિરે લેશે. અલબત્ત જે વસ્તુ તે બન્નેના માર્ગોને એકબીજાથી જુદા પાડે છે એ ખુદા સાથે એમના સંબંધનો પ્રકાર છે. ધાર્મિક-વૃત્તિ ધરાવનાર માનવી જે કંઈ કરશે તે એ ભાન સાથે કરશે કે તેણે ખુદા (ઈશ્વર) સમક્ષ પોતાના જીવન કાર્યનો જવાબ આપવાનો છે, એ હેતુ માટે કરશે કે એને ખુદાની ખુશી (પ્રસન્નતા) પ્રાપ્ત થાય છે અને એ કાનૂન પ્રમાણે જ કરશે જે તેના માટે તેના ખુદાએ બનાવ્યો છે. એથી ઊલટું, દુનિયાદાર જે કંઈ કરશે તે બિનજવાબદારીથી કરશે. ખુદાથી બેપરવા બનીને કરશે અને પોતાને મનફાવતી રીતે કરશે. આ જ તફાવત દીનદારના આખા જીવનને સંપૂર્ણ રીતે આધ્યાત્મિકતાના નૂર (પ્રકાશ)થી વંચિત કરી દે છે.

### આધ્યાત્મિક પ્રગતિની ચાર મંઝિલો:

હવે હું ટૂંકમાં તમને જણાવીશ કે ઈસ્લામ દુન્યવી જિંદગીના આ મઝદાર (ઝંઝાવાતમાંથી) આધ્યાત્મિક પ્રગતિનો માર્ગ કેવી રીતે દેખાડે છે.

એ માર્ગનું પ્રથમ પગલું ઈમાન છે. ઈમાનનો અર્થ એ છે કે માણસના દિલ અને મસ્તિષ્કમાં એ વિચાર વસી જાય કે ખુદા જ એનો માલિક, હાકિમ અને મઅ્બૂદ

(પૂજ્ય) છે. તેના પ્રયત્નોનો ધ્યેય ખુદાની પ્રસન્નતા છે. અને ખુદાનો જ હુકમ એના જીવનનો કાનૂન છે. આ વિચાર જેટલો વધુ મજબૂત હશે તેટલી વધુ સંપૂર્ણ ઇસ્લામી વિચારસરણી બનશે અને તેટલી જ વધુ મક્કમતાથી માનવી આધ્યાત્મિક ઉન્નતિના માર્ગ પર આગળ વધી શકશે.

આ માર્ગની બીજી મંઝિલ ઇબાદત (તાબેદારી) છે, અર્થાત્ માણસનું પોતાના કાર્યક્ષેત્રમાં પોતાની સ્વેચ્છાને ત્યજી દઈ પોતાના કાર્યોમાં ખુદાની બંદગી (આધીનતા) ધારણ કરી લેવી જે તે પોતાની માન્યતા પ્રમાણે પોતાનો ખુદા માની ચૂક્યો છે. આ જ ઇતાઅત અર્થાત્ આધીનતાનું નામ કુર્આનની પરિભાષામાં ઇસ્લામ છે.

ત્રીજી મંઝિલ તકવા (સંયમ) છે જેને આપણે સરળ ભાષામાં કર્તવ્ય અને જવાબદારીનું ભાન કહી શકીએ. તકવા એ છે કે માનવી પોતાના જીવનની દરેક બાબતમાં એમ સમજીને કામ કરે કે તેને પોતાના વિચાર, વાણી અને કાર્યોનો ખુદા સમક્ષ હિસાબ આપવાનો છે. એવા પ્રત્યેક કાર્યથી અટકી જાય જેની ખુદાએ મનાઈ કરી છે, એવા દરેક કાર્ય માટે તૈયાર થઈ જાય જેને કરવાની ખુદાએ આજ્ઞા કરી છે, અને પૂરા ભાન સાથે, હલાલ અને હરામ, ખરા અને ખોટા અને ભલા અને બૂરાનો તફાવત કરતો હોય.

**અંતિમ સર્વોચ્ચ મંઝિલ:**

છેવટની અને સહુથી ઊંચી મંઝિલ 'અહેસાન' (ઉપકાર) છે. 'અહેસાન'નો અર્થ એ છે કે બંદાની ઇચ્છા ખુદાની ઇચ્છા સાથે એક થઈ જાય. જે કંઈ ખુદાને નાપસંદ છે તેને બંદાનું પોતાનું મન પણ નાપસંદ કરવા લાગે. ખુદા જે બૂરાઈઓને પોતાની જમીનમાં જોવા નથી ઇચ્છતો, તે બૂરાઈઓથી બંદો ન માત્ર પોતે જ બચે બલ્કે એ બૂરાઈઓને દુનિયામાંથી નાબૂદ કરી દેવા માટે પોતાની બધી જ શક્તિઓ અને સાધનો ખર્ચી નાખે. ખુદા જે ભલાઈઓથી પોતાની જમીનને સુશોભિત જોવા ઇચ્છે છે બંદો માત્ર પોતાના જીવનને જ તે ભલાઈઓથી સુશોભિત કરી લઈ સંતોષ ન માની લે, બલ્કે જીવનના ભોગે પણ આખી દુનિયામાં તેને ફેલાવવાનો અને સ્થાપિત કરવા પ્રયત્ન કરે. આ સ્થળ ઉપર પહોંચી બંદો પોતાના ખુદાની સૌથી વધુ નજીક થઈ જાય છે અને એ જ કારણે તે માનવીની આધ્યાત્મિક ઉન્નતિની સર્વોચ્ચ મંઝિલ છે.

**કોમ તેમજ રાજ્યના તકવા તથા અહેસાન:**

આધ્યાત્મિક ઉન્નતિનો આ માર્ગ માત્ર વ્યક્તિઓ માટે જ નથી પરંતુ સમૂહો અને કોમો માટે પણ છે. એક વ્યક્તિની જેમ જ એક આખી કોમ પણ ઈમાન, ઇબાદત (તાબેદારી) અને તકવા (પરહેઝગારી)ની મંઝિલો વટાવી 'અહેસાન'ની સર્વોચ્ચ મંઝિલ સુધી પહોંચી શકે છે. એ જ પ્રમાણે એક રાજ્ય પણ મો'મિન, મુસ્લિમ, મુત્તકી, પરહેઝગાર અને મોહસિન (ઉપકાર કરનાર) બની શકે છે, બલ્કે હકીકતમાં ઇસ્લામની ઇચ્છા સંપૂર્ણ રીતે ત્યારે જ પૂરી થાય જ્યારે એક આખી કોમ અથવા સમાજ ઉન્નતિના માર્ગ પર ચાલવા લાગે

અને જગતમાં એક મુત્તકી અને મોહસિન રાજ્ય કાયમ થઈ જાય.

## આધ્યાત્મિકતા માટે ઈસ્લામી કેળવણી:

હવે આધ્યાત્મિક કેળવણીની તે વ્યવસ્થા પર એક નજર નાખી લો જે વ્યક્તિ તેમજ સમાજને એ રીતે તૈયાર કરવા માટે ઈસ્લામે ઘડી છે.

એ વ્યવસ્થાના ચાર સ્તંભો છે. પ્રથમ સ્તંભ નમાઝ છે. દરરોજ પાંચ વખત માણસ મગજમાં ખુદાની યાદ તાજી કરે છે. એનો ડર પેદા કરે છે, એનો પ્રેમ પેદા કરે છે, એના આદેશો વારંવાર સામે લાવે છે અને એને ખુદાની તાબેદારી માટે કેળવે છે. એ નમાઝ માત્ર વ્યક્તિગત જ નથી પરંતુ એને જમાઅત સાથે (સામૂહિક રીતે) ફરજિયાત બનાવવામાં આવી છે જેથી આખો સમાજ સામૂહિક રીતે આધ્યાત્મિક પ્રગતિના આ માર્ગ ઉપર પ્રવાસ કરવા તૈયાર થાય.

બીજો સ્તંભ રોઝા છે જે પ્રતિ વર્ષ એક માસ સુધી મુસ્લિમ વ્યક્તિઓને વ્યક્તિગત રીતે અને મુસ્લિમ સમાજને સામૂહિક રીતે તકવાનું શિક્ષણ આપ્યા કરે છે.

ત્રીજો સ્તંભ ઝકાત છે જે મુસ્લિમ વ્યક્તિઓમાં ધનની કુર્બાની અને એક-બીજાની હમદર્દી તેમજ સહકારની ભાવના પેદા કરે છે. આજકાલ લોકો ભૂલથી ઝકાતની વ્યાખ્યા ટેક્ષના શબ્દથી કરે છે. ઝકાતની રૂહ (Spirit) વેરા (Tax)ની રૂહથી તદ્દન જુદી છે. ઝકાતનો ખરો અર્થ વૃદ્ધિ અને પવિત્રતા છે. આ શબ્દ વડે ઈસ્લામ માણસને એ હકીકત સમજાવવા માગે છે કે ખુદાના પ્રેમ ખાતર પોતાના ભાઈઓની જે કંઈ આર્થિક મદદ તમે કરશો તેના વડે તમારી રૂહ (આત્મા)ને વિશાળતા અને તમારા અખ્લાક (ચારિત્ર્ય)ને પવિત્રતા પ્રાપ્ત થશે.

ચોથો સ્તંભ હજ્જ છે જે ખુદાની બંદગીના મધ્યબિંદુ ઉપર ઈમાન લાવનારાઓની એક વિશ્વવ્યાપી બિરાદરી (Universal Brotherhood) બનાવે છે અને એક એવું આંતરરાષ્ટ્રીય આંદોલન ચલાવે છે જે સદીઓથી સત્યના આમંત્રણને સ્વીકારી તે મુજબ આચરણ કરતું આવ્યું છે અને ઈન્શાઅલ્લાહ હંમેશાં કરતું રહેશે.